૨૯૫૦

# હિંદુસ્તાનનો મુદતનો આકટ.

સને ૧૮૭૭ ના આકટ ૧૫ મો.

ભરપુર ટીકા સાથે.

તેમજ.

હાઇકોર્ટના રૂલીંગ્સ અને કાઠીયાવાડ એજનસીના

મુદતના ધારા સહીત.

પ્રસિદ્ધ કરનાર

કસળચંદ વી. દેવકરણ મહેતા.

વડીઆ. સ્ટેટ. ન્યાયાધીશ.



નડિયાદ.

"ન્યુ" ગુજરાત. પ્રીન્ટીંગ. પ્રેસ.

કીંમત રૂ।. ૨—૦—૦

૨૯૫૦

## બુકમાં આવેલા ટુંકા શબ્દ.

વી. રી. પા. ... ... ... વીકલી રીપોર્ટ પાનું.

ઈ. લો. રી. ... ... ... ઈન્ડીઅન લો રીપોર્ટ.

ઇ. અ. ... ... ... ઇન્ડીઅન અપીલ.

લો. રી. ... ... ... લો રીપોર્ટ.

જે જગ્યાએ આંકડાની શંખ્યા લખેલી હોય તે જગાએ પા. કર્યું હે.
અગર ન કર્યું હોય તો“ પાનું” સમજવું નં ... નંબર.

ટેગોર લો લેકચર ......ટાગોરના મુદતના નિંબધ.

રી ...... રીવાજના મુદતના કાયદાનું પુસ્તક.

# શુદ્ધિ પત્રિકા.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૨૨ | હોતી | હોવી |
| ૫ | ૧૯ | ૧૮૮૧ | ૧૮૩૧ |
| ૫ | ૨૪ | અરજીઓને | અરજીઓને |
| ૭ | ૭ | પણ શબ્દ પછી | ફક્ત |
| ૭ | ૨૩ | બંધકરવાનો | બાંધવાનો |
| ૮ | ૨૦ | કલમ શબ્દપછી | ૨૯ |
| ૧૧ | ૨૬ | પ્રાણે | પ્રમાણે |
| ૧૨ | ૧૮ | સમ | સન |
| ૧૩ | ૧૬ | ૧૮૮૭ | ૧૮૪૭ |
| ૧૭ | ૧૦ | આકટ શબ્દપછી | ૯ |
| ૧૯ | ૧૨ | રાખેલા | રહેલો |
| ૧૯ | ૧૯ | Excement | Ejeotment |
| ૨૨ | ૧૮ | તરકાર | તકરાર |
| ૨૪ | ૧૯ | તા | તો |
| ૨૪ | ૨૧ | નું | મુર |
| ૩૦ | ૧ | કોટ | કોર્ટ |
| ૩૦ | ૫ | કોરટ | કોર્ટ |
| ૩૦ | ૧૩ | ડરબી | ડર્બી |
| ૩૧ | ૨૯ | છે | ૨૬ |
| ૩૨ | ૩ | પડેલાછે | પાડેલાછે |
| ૩૩ | ૧૪ | ઊરમાં | ઊમરમાં |
| ૩૪ | ૧૮ | ખુદશબ્દપછી | પોતે |
| ૩૫ | ૨૯ | મળતીશબ્દપછી | ન |
| ૩૬ | ૨૨ | ખુશીશબ્દપછી | થી |
| ૩૬ | ૨૬ | મુદત શબ્દ પછી | ની |
| ૩૯ | ૧૬ | તો | તે |
| ૪૦ | ૧૩ | અનમત | અનુમત |
| ૪૨ | ૬ | સત | સતત |
| ૪૨ | ૧૦ | દેણુદાર | લેણુદાર |
| ૪૪ | ૧૪ | પણાનો શબ્દ પછી | આધાર |
| ૪૪ | ૨૫ | માડા | મોડા |
| ૪૩ | ૪ | ટ્રસ્ટીમાં | ટ્રસ્ટમાં |
| ૪૭ | ૮ | ટ્રસ્ટીમાં | ટ્રસ્ટમાં |
| ૪૮ | ૬ | મીલકત | મીલકત |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | ૬ | ટ્રસ્ટીમાં | ટ્રસ્ટમાં |
| ૪૮ | ૧૫ | ટ્રસ્ટી | ટ્રસ્ટ |
| ૪૮ | ૨૭ | વારસનો | વારસાનો |
| ૫૫ | ૩ | હોય શબ્દ પછી | અને તે હીસાબમાંછેલી રકમ જે વરસમાં કબુલ કરી હોય |
| ૫૭ | ૭ | બા.ની | બાબતની |
| ૫૭ | ૧૩ | તેવી | તેમ |
| ૫૭ | ૧૮ | જેના | તેના |
| ૫૭ | ૨૬ | બા.ની | બાબતની |
| ૫૭ | ૨૭ | બા.ની | બાબતની |
| ૫૮ | ૨૩ | ન | ૨૬ |
| ૬૦ | ૨૦ | ૧૧ | ૨૬ |
| ૬૨ | ૧ | આવે શબ્દ પછી | તો |
| ૬૨ | ૨૬ | અવે | અને |
| ૬૩ | ૧૧ | કોઇ | ૨૬ |
| ૬૩ | ૧૬ | કોઈક | ૨૬ |
| ૬૩ | ૨૮ | નાખ્યો શબ્દ પછી | હોય |
| ૬૫ | ૪ | ૫૨૩ | ૨૬ |
| ૬૫ | ૧૩ | મેલવતો | ચલાવતો |
| ૬૫ | ૨૬ | તે ઉપથીર | તે ઉપરથી |
| ૬૬ | ૨ | જ | જે |
| ૬૬ | ૧૮ | જોક્ષનો | નોક્ષનો |
| ૬૬ | ૨૪ | હુમર | હુકમ |
| ૬૭ | ૭ | બા.ની | બાબતની |
| ૬૯ | ૨૨ | તેમજ | તેજ |
| ૬૯ | ૨૫ | તે | ને |
| ૭૧ | ૫ | બા. | બાબત |
| ૭૩ | ૧૮ | કરણી | એન્ડરૂ |
| ૭૫ | ૧૧ | બેઠા | આકટ |
| ૭૫ | ૬૧ | આરતીઓ | આડતીઓ |
| ૭૬ | ૨ | માંબદલા | મોબદલા |
| ૭૬ | ૨૩ | નાપણા | નાપણુ |
| ૭૮ | ૧૬ | કને | ને |
| ૭૯ | ૫ | અલહાબાર | અલહાબાદ |
| ૭૯ | ૬૨ | કહેલો | કરેલો |
| ૮૦ | ૩ | ૬:ખો | રખો |

| | | | |
|---|---|---|---|
| ૯૦ | ૨૦ | કરણુ | કારણુ |
| ૯૭ | ૧૪ | ચડેતો | ખડેતો |
| ૯૯ | ૧૯ | વેચો | વેચ્ચો |
| ૯૦ | ૬ | બીરા | બીધાં |
| ૯૧ | ૧૭ | આપા | આપ્યા |
| ૯૧ | ૨૫ | આપમાં | આપવામાં |
| ૯૩ | ૨૫ | નિબનું | નિબંધ |
| ૯૫ | ૧૨ | પેલા | પેહેલા |
| ૯૭ | ૨૨ | કરો | કર્યો |
| ૯૭ | ૨૬ | કરો | કર્યો |
| ૯૯ | ૧ | બીજને | બીજા |
| ૧૦૦ | ૨ | તરફથા | તરફથી |
| ૧૦૦ | ૨૯ | બજા | બીજા |
| ૧૦૧ | ૨૧ | રથતી | રદથની |
| ૧૦૨ | ૪ | આલી | આવી |
| ૧૦૫ | ૨૨ | ટોટ | ટોઠ |
| ૧૦૮ | ૧૬ | નકી | રદ |
| ૧૦૯ | ૧૩ | વરસદા | વરસાદ |
| ૧૧૦ | ૬ | જેઇએ | જોઇએ |
| ૧૧૦ | ૨૧ | ઝકાનમાં | મકાનમાં |
| ૧૧૦ | ૨૯ | મેહે શબ્દ પછી | રખાની અથવા મર<br>જીથી ઊપભોગકરવા<br>આપ્યો હોયતો તેહ<br>ક તરીકે ઉપભોગ ક<br>ર્યો ગણાય નહીં. અ<br>શકર વીરૂ ધરામાની<br>ક.૧૩.વી.૩૪૪; ઓ<br>બોઇ વીરૂધ મૂલાનો<br>બી.૧૩.વી રી. ૪૪૯<br>ફતેઅલી.વી અશકર<br>અલી.૧૭.વી-૧૧-કો<br>ઈ વેપારી અથવા દો<br>સ્ત પોતાનો દરવાજો<br>હમેશ ઉઘાડે અને<br>પોતાના ઘર પાસેથ<br>ઇને જાયતો તે એ, ક<br>બાતની સુખ પર જ ન |

| | | | |
|---|---|---|---|
| | | | ગીછે અને તે ગમેતે વખતે રદ કરી શકા ય તેથી ઈઝમેંટનોઉ પભોગ કર્યો ગણાયન હી. |
| ૧૧૨ | ૧૦ | પડો | પડયો |
| ૧૧૨ | ૧૪ | છોડી એદો | છોડી એદે |
| ૧૧૨ | ૨૦ | આવવો | આવવાનો |
| ૧૧૨ | ૨૧ | તને | તેને |
| ૧૧૨ | ૨૩ | કરોછે | કર્યોછે |
| ૧૧૩ | ૧૫ | ની | તેની |
| ૧૧૭ | ૨૨ | મુ | મુદત |
| ૧૨૦ | ૬ | ઉપર | ઉપ |

## હાઇ કોર્ટ રૂલીંગ.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૪ | કાપદાએ | કાયદાએ |
| ૭ | ૧૬ | લસુલાત | વસુલાત |
| ૮ | ૧૦ | બીજુ | બીજી |
| ૮ | ૧૭ | કેશોમાં | કેશોને |
| ૧૦ | ૧૧ | ઠરાવમાં | ઠરાવવામાં |
| ૧૦ | ૧૬ | ઠરાવમાં | ઠરાવવામાં |
| ૧૨ | ૮ | બાધ | બાપ |
| ૧૪ | ૮ | તો જોડે | તોડજોડ |
| ૧૪ | ૯ | બામાં | બાબતમાં |
| ૧૪ | ૯ | તોડજાડ | તોડજોડ |
| ૧૫ | ૨૬ | નામના | નામનો |
| ૧૬ | ૧૬ | ઠરાથી | ઠરાવથી |
| ૧૬ | ૨૨ | તેઓના | તેઓ |
| ૧૬ | ૨૬ | નીચલા | નીચલી |

## એજનસીના ધારા.

| પાનું | લીટી | સુદ્ધ | અશુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩ | ૨ | પોલીડીકલ | પોલીટીકલ |
| ૪ | ૧૦ | ખુલ્લાશો | ખુલાસો |
| ૭ | ૧ | આવસ | આવશે |
| ૮ | ૬ | આવશે | પછી નહી વધારવો |
| ૮ | ૨૦ | પુરૂં | પુરતું |
| ૯ | ૧૧ | કેશ | નેશ |
| ૯ | ૧૨ | કેશ | નેશ |
| ૧૧ | ૧૫ | હા | રદ કરવો |
| ૧૩ | ૯ | વીલસાહેબ | પીલ સાહેબ |
| ૧૩ | ૧૦ | ૧૮૮૭ | ૧૮૭૭ |
| ૧૪ | ૧૫ | પાનું ૩૮૪ | ૩૪૮ |
| ૧૫ | ૭ | તા. ૩ | નંબર ૪૩ |

## પરિશિષ્ટ.

## શુદ્ધિ પત્રિકા.

| પાનું | રકમ | લીટી | અશુદ્ધ | અસુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૨ | ૧ | ૨ | ત્યરે | ત્યારે |
| ૨ | ૨ | ૩ | કરવની | કરવાની |
| ૨ | ૩ | ૫ | વત | વાત |
| ૩ | ૧૦ | ૧૪ | અમકપાધીર | અમકીયા |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૧૬ | ૧૭ | કરેલાલા | કરેલા |
| ૭ | ૨૬ | ૨ | છોકરી | છોકરીને |
| ૯ | ૪૩ | ૧૩ | તરીખ | તારીખ |
| ૧૦ | ૪૬ | ૧૩ | વિવાડા | નિવાડા |
| ૧૦ | ૪૭ | ૧૯ | બાતત | બાબત |
| ૧૧ | ૫૨ | ૧૬ | લાબત | બાબત |
| ૧૨ | ૫૫ | ૯ | કીમન | કીમત |
| ૧૩ | ૬૪ | ૧૨ | | ખરી કબુલાયત થઈ ને તેની ઉપર સદર હુ પ્રમાણે સહી થઈ હોયતો તે વખતઆવે ત્યારે |
| ૧૪ | ૬૯ | ૨ | બાલ | બીલ |
| ૧૪ | ૭૦ | ૭ | દેખાડયા | દેખાડા |
| ૧૪ | ૭૩ | ૨૦ | વાયદાચઠી | વાયદા ચીઠી |
| ૧૪ | ૭૩ | ૨૬ | વાયદાચઠી | વાયદા ચીઠી |
| ૧૬ | ૭૪ | ૧ | હાય | હોય |
| ૧૮ | ૮૯ | ૯ | પાહોચ્યો | પહોચ્યો |
| ૧૯ | ૯૫ | ૧૦ | માસણનું | માણસનું |
| ૧૯ | ૯૮ | ૧૯ | એથવા | અથવા |
| ૨૧ | ૧૧૦ | ૨૦ | ત્યા | ત્યારે |
| ૨૩ | ૧૨૧ | ૨૨ | ત્યા | ત્યારે |
| ૨૪ | ૧૨૩ | ૧૦ | વસિયતનામુ | વશીયતનામુ |
| ૨૪ | ૧૨૪ | ૧૨ | માલુમ | માલુમ |
| ૨૫ | ૧૨૫ | ૧ | જીનનો | જમીનનો |
| ૨૫ | ૧૨૭ | ૨૧ | કરવની | કરવાની |
| ૨૬ | ૧૩૩ | ૧૮ | ટ્રસ્ટીની | ટ્રસ્ટીની |
| ૨૭ | ૧૩૪ | ૧ | ટ્રસ્ટમાં | ટ્રસ્ટમાં |
| ૨૭ | ૧૩૪ | ૪ | ટ્રસ્ટની | ટ્રસ્ટની |
| ૨૮ | ૧૪૩ | ૯ | ડુબવાનાં | ડુબવામાં |
| ૩૨ | ૧૫૭ | ૧૪ | કાવદા | કાયદા |

ઇંડયાના ગવરનર જનરલ ઇન કૌંસીલનો હેઠળ લખેલો આકટ, ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૭ ના જુલૈ મહીનાની ૧૯ મી તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ પ્રસિદ્ધ કર્યો છે.

# સન ૧૮૭૭ નો આકટ ૧૫ મો

## ફરિયાદી કરવાની મુદત ઠરાવ બાબતનો તથા બીજા કારણો બાબતના આકટ.

ઉદ્દેશ — ફરિયાદ કરવાની તથા કોર્ટને અપીલ કરવાની તથા કેટલીએક અરજીઓ કરવાની મુદત બાબત કાયદો છે તે સુધારવો યોગ્ય છે. વાસ્તે અને કબજા ઉપરથી (હજિમેન્ટનું તથા બીજી માલ મીલકતનું) ધણીપણું સંપાદિત થવા બાબતની કાનુન ઠરાવવી યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

---

## ટીકા

જો તકરાર સજીવન રહે, અને તેની મુદત બાંધવામાં ન આવે, તો લોકોની સમાધાનીમાં ખલેલ પહોચે અને તેથી તેનું પરીણામ ગેરબંદોબસ્ત, અને અંધાધુનીનું આવે, ઇનસાફી કોરટોના હુકમોથી હમેશાં ભયમાં રહેવું પડે, તેમજ સલામતીની આશા નહી હોવાના સબબથી લોકો ઉદ્યોગ છોડીદે કેમકે તે ઉદ્યોગનું ફળ તેઓને મળશે, એવી તેઓને આશા રહી શકે નહીં. ને તેથી પ્રજાની આબાદી અને વધારો થાય નહીં (જુઓ એનજલનો મુદતને કાયદો બાબ ૧. કલમ ૯)

વળી લાંબી મુદતના દાવા હોવાના સબબથી કોરટને દાલના અને

જરૂરીયાતના કામોનો જલદીથી નીકાલ કરવાનો વખત થોડોજ અગર બીલકુલ મળે નહી. તેથી લેણદારો, તેમજ નુકશાન થએલા સક્ષોને સામાન્ય રીતે એમ માનવાનું કારણ થાય કે પોતાના હક અમલમાં લાવવાને રાજ્ય તરફથી કાંઈ મદદ મળતી નથી. (ટાગોરના મુદતના કાયદાના નિબંધનું -પાનું ૩૦)

કાયદાની કેહેવત એવી છે કે "રાજ્યની ફરજ એ છે કે તકરાર બંધકરવાને માટે અમુક મુદત નીમવી જોઇએ." રૂકમાબાઇ વી. લલ્લુભાઇ ૫ મુ૨. ઇ. આ. પાનું ૨૩૪

મુદતના અને Prisctive Law ( પ્રીસક્રીપટીવ લૉ અનાદી પરંપરાના કબજા સબંધીના કાયદાને આધારે ) મુદતનું બંધારણ કરવામાં આવેલુ છે અમુક મુદત ગયાપછી પોતાના હક અમલમાં લાવવા બાબત તેમજ બીજાના હક સંબંધી દાવો કરવાને અટકાયત થાય છે. અને તેથી હક નિર્ભય થાયછે લેવડ દેવડમાં અડચણ આવતી નથી અને માલમીલકતની કીંમત વધેછે. મુદતથી પોતાના હક ઉપર ફરીયાદ થવાની ધાસ્તી માણસોને રહેતી નથી. અને તેથી કરીને તેઓને પોતાનો હક જાળવવાની ખાયશ રહેછે. ક્રીષ્ન મોહન બોશ વી. ઓખીલ મનીદાસ ઇ-લો-રી ૩ કલકત્તા પાનું ૩૩૧.

તકરારનો અંત હોવો જોઇએ એ જરૂરનું છે કેમકે સ્વભાવીક નીયમ પ્રમાણે માણસ નાશવંત છે તો જે કંઈ માણસની પાસે હોય તેનો પણ નાશ થવો જોઇએ. ફીલીમોરનો પ્રાયવેટ રોમન લૉ પાનું ૧૨૫ મીસ્તર જોન વોઇટે કહેલ છે "તકરારોની અમુક મુદત મુકરર હોતી જોઇએ. નહીતો તે તકરારો અમર થાય. અને માણસો નાશ પામે." જુઓ બ્રાઉનના મુદતનો આકટ પાનું ૧૦ લોર્ડ પ્લેનકેટ લોર્ડ ચેનસલર ઓફ આયરલાંડ કહેછે કે "વખત પોતાના એક હાથમાં દાતરડુ પકડે છે. અને બીજા હાથમાં ઘડીઆળ રાખે છે. દાતરડુ આપણા હકનો પૂરાવો કાપી નાંખે છે. અને ઘડીઆળ પૂરાવો ક્યારે નહી સરખો થાય તે વખત બતાવે છે." જુવો તા. ૧૯ જુલાઇ સને ૧૮૭૭ ને રોજ ધારા બાંધનારી સભામાં મીસ્તર સ્ટોકે આપેલું ભાષણ કાયદાની કહેવત છે કે "જે માણસ પોતાનો હક સાચવવામાં

સાવચેત રહેછે તેને કાયદો મદદ કરેછે અને જે માણસ સુઇ રહે છે. તેને કાયદો મદદ કરતો નથી." ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૩૩.

૧ લાંબી મૂદતથી એમ અનુમાન થાયછે કે દેણું આપી દીધું છે અથવા દેણદારનો છુટકારો કર્યો છે કેમકે લેણદારને પોતાનું લેણું જે હોય તે વસુલ કરવામાં લાંબી મુદત રાહ જોવી એ વાસ્તવીક નથી. વળી દેણદારને જે દેણું આપવાનું છે તેમાંથી મુક્ત થવાને હમેશનો માટે સાવધ રહેવા ઝરુર નથી.

૨ લેણદારે પોતાનો દાવો કરવામાં ઢીલ કરી તેથી તેને શિક્ષા તરીકે આ ધોરણ સ્થાપિત કરવામાં આવેલ છે.

૩ જો યોગ્ય મૂદતમાં દાવો કરવામાં ન આવે તો પ્રતીવાદી ઉપર કરેલ દાવાના જવાબમાં પૂરાવો વખતે મળી શકે નહીં. કેમકે દાવો કર્યા પહેલાં લાંબો વખત જવા દીધો હોયતો તેના સાક્ષીઓ વખતે ગુજરી ગયા હોય. (કરાર એકટ ઉપર સે. ચીટીસ સાહેબનો ગ્રંથ પાનું ૭૧૨)

૪ જો લાંબી મુદતે ફરીયાદ કરવાદેવામાં આવે તો સાચી વાત શું છે. તેમજ તેમાં કાંઇ કપટ કે ખોટી પ્રતીજ્ઞા કરીછે. એ પણ કોઇને શોધી કાઢવું ઘણુંજ મૂસ્કેલ થઇ પડે. સ્ટોરીના કોનફ્લીકટ ઓફ લો કલમ ૫૭૬.

૫ કોઈ સક્ષ હરકોઈ માલમીલકતનો કબજો હકની કાંઇ ખામી છે. એમ જાણ્યા શિવાય લાંબી મૂદત થયા શાંત રીતે ભોગવતો હોય અને તે માલ મીલકતની ઉપજમાંથી પોતાની જીંદગી ચલાવતો હોય તેની પાસેથી લાંબી મુદતે તે માલ મીલકતનો કબજો લેઇ લેવો. એ ખરેખર જુલમ ગણાય. વોહટ વી. પુરૂથર્સ પ્રીવી કાઊનસીલ રીપોર્ટ પા. ૧૭૮.

૬ લાંબી મુદત વીત્યા બાદ દેણદાર નબળી હાલતમાં આવી ગયો હોય. અને પોતાનું દેણું પતાવવાને શક્તીવાન રહ્યો ન હોય અને લાંબી મુદત વીત્યાના સબબથી તે (દેણદાર) એમ ધારતો હોય કે એ દેણાંની હવે ઉઘરાણી કરવા નહીં આવે એવું દેણું આપવા

હુકમ કરવો. તે ન્યાયને બદલે જુલમ કર્યા બરાબર છે. જુઓ એનગેલનો મુદતનો કાયદો બાબ ૧ કલમ ૧૧

## ભાગ ૧ લો.

### પ્રથમ નિયમો.

ન્હાનું મથાળું — ૧. આ આકટને "સન ૧૮૭૭ નો હિંદુસ્તાનનો મુદત બાબતનો આકટ કહેવો"

આકટ ક્યાંહાં ક્યાંહાં લાગુછે — આ આકટ આખા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે પણ બીજી તથા ત્રીજી કલમનો અથવા બીજા અને ત્રીજા ભાગનો કોઈ ઠરાવ હેઠળ લખેલી ફરીયાદોને લાગુ નથી એટલે (अ) હિંદુસ્તાનના તલાક બાબતના આકટ પ્રમાણે કરેલી ફરિયાદને અથવા (ब) સન ૧૮૩૧ ના મદ્રાસના ૬ ઠા કાયદા પ્રમાણે કરેલી ફરીયાદને લાગું નથી.

શરૂ થવું — આ આકટ સન ૧૮૭૭ ના અકટોમ્બર મહિનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

## ટીકા

"આખા બ્રિટિશ ઇંડિયા" સન ૧૮૮૨ ના ૧૪ મા આકટની કલમ ૧ લી અને સન ૧૮૫૯ ના ૧૪ મા આકટની કલમ ૨૪ જુવો. આ કાયદો નોન રેગ્યુલેટેડ અથવા પરીશીષ્ટમાં બતાવેલા ડીસ્ટ્રીકટોને લાગુ છે ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૦૬

પરીશીષ્ટમાં બતાવેલા ડીસ્ટ્રીકટો બાબત સને ૧૮૭૪ નો આકટ ૧૪ મો જુવો.

"લાગુ છે"——ચાર પ્રકારથી લાગુ પડી શકે છે

૧ વખતની બાબતમાં ૨ જગ્યોની બાબતમાં ૩ સખસોની બાબતમાં ૪ વિષયની બાબતમાં.

વખત બાબત જુવો કલમ ૨.

૨ જગ્યો બાબત જુવો કલમ ૬-૧૧

૩ સખસો બાબત-બ્રીટીશ ઇંડિયાની કોર્ટોમાં જે સખસો ફરીયાદ કરે અથવા જે સખસોના ઉપર ફરીયાદ થાય તે સઘળાં સખસો તેમજ સરકાર ફરીયાદ કરે અથવા સરકાર ઉપર ફરીયાદ થાય, તે સઘળાઓને લાગુ છે. વળી પોતાની રૈયતને લાગુ છે. " પારકી રૈયત બાબત સન ૧૮૮૨ ના આક્ટ ૧૪ નો ૩૮ મો બાબ જુવો " તેમજ ધર્મ શાસ્ત્રીને તેમજ અંગ્રેજ સખસોને વળી ક્રીશ્ચીયન. તેમજ હિંદુ. તેમજ મુસલમાન. અને બીજાઓને લાગુ છે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૩૧.

૪. વિગત બાબત વેચાણ કરવાની પાવર તેમજ છોકરો દત્તક લેવાના પાવરને આ કાયદો લાગુ નથી આવી જાતની પાવરને અમલમાં લાવવાને કાંઇ મુદત નથી. જુવો તા. ૧૮ ડીસેમ્બર સને ૧૮૪૯ ના રોજ કલકત્તા સદર કોર્ટ જોઇચંદરરોય. વી. ભીરખચંદર રોયનો ચુકવેલો કેસ બામન દોસ વી. ટીરીતી ૭ મુર ઇંડીયન અપીલ. ૧૬૯ મેસન વિરૂદ્ધ બ્રોડ બેન્ટ બેનીંગ પાનું. ૨૭૮.

" હિંદુસ્તાનના તલાક બાબતના આક્ટ પ્રમાણે કરેલી ફરીયાદ " હિંદુસ્તાનના તલાક આક્ટ સને ૧૮૬૯ ના ૪ પ્રમાણે કરેલી ફરીયાદો તેમજ સન ૧૮૮૧ ના છઠા મદ્રાસ રેગ્યુલેસન પ્રમાણે રેવન્યુ અને પોલીસ ખાતાની અમુક વંશ પરંપરાની નોકરી બાબતની ફરીયાદોને આ કાયદો લાગુ નથી. તેમજ સન ૧૮૬૦ ના આક્ટ ૨૭ અને સન ૧૮૫૮ ના આક્ટ ૪૦ મુજબ વારસાના સરટીફીકેટ બાબતની અરજીઓને તેમજ પ્રોબેટ અને લેટર્સ ઓફ એડમીનીસ્ટ્રેસન બાબતની અરજીઓને આ કાયદો લાગુ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું. ૨૩૧

હિંદુસ્તાનનો તલાક બાબતનો આક્ટ (સન ૧૮૬૯ નો ૪ થો) ક્રીશ્ચીયન ધર્મ પાળનારા સખસોને લાગુ છે. સન ૧૮૭૨ના આક્ટ ૩ જા મુજબ લગ્ન થયાં હોય તેને પણ લાગુ છે. લગ્ન રદ કરવા બાબત અરજી દાખલ કરવામાં વગર જોઇતી ઢીલ થઇ હોય તો તલાક બાબતના આક્ટ પ્રમાણે

દીલની સબબથી અરજી રદ કરવામાં આવે છે. ટાગોરના કાયદાના નિબંધનું પાનું. ૫૦૬

હિંદૂ અગર મુસલમાનને લગ્ન રદ કરવા બાબત હુકમ નામૂ મેળ વાની ફરીયાદો. તેમજ લગ્ન હક અમલમાં લાવવાની ફરીયાદોને સન ૧૮૭૭ ના ૧૫ મા આકટ લાગુ છે. ટાગોરના કાયદાના નિબંધનું પાનું ૫૦૬.

તારીખ ૧ અકટોમ્બર સન ૧૮૭૭ ને રોજ જે ફરીયાદો અથવા બજાવણીનું કાંમ ચાલતુ હોય તે બાબતની અરજીઓને જુનો કાયદો લાગુ પડે છે. જોઓ મોહન. વી. લખમેસર. ઇ. લો. રી. ૧૦ કલકત્તા પાનું ૭૦૮.

મૂદતનો કાયદો નીયમીત અને જેમ અર્થ કરીએ તેમ થઈ સકે તેવો નથી અને તેટલા માટે તેની ભાષા ઉપરથી જે અર્થ ખુલી રીતે થતો હોય તેજ અર્થ કરવો જોઇએ લક્ષીમી બંકસરાય. વી. રણજી તરાંમ પાંડે. ૧૩ બેંગોલ પ્રીવીકાઉનસીલ. ૧૦૭ સ્મોલકોઝ કોર્ટ, ૨૦ વી. લો. રી. ૩૭૫ સૈયદ મહમદ અફજલ વી. કનૈયાલાલ ૨ વી. રી. ૨૬૩.

મુદતના કાયદાની કોઇ અમુક કલમ જે બાબત ફરીયાદ કરી હોય તે બાબતના પ્રકાર પ્રમાણે લગાડવી જોઈએ અને ફરીયાદના પક્ષકારોની જાત આબરૂ અથવા ધરમ પ્રમાણે લાગુ કરવી નહીં જોઇએ. કોઇ દાવાને મૂદતનો પ્રતીબંધ લાગતો હોયતો તે મૂદત એક સરખી અને મુકરર કરેલી હોવી જોઇએ પછી ગમે તે સખસ દાવો કર તો હોય અગર દાવાનો જવાબ કરતો હોય તેની ચીંતા નહી મહારાણા ફતેહ શીંગજી જસવંત શીંગજી વી. દેસાઇ કલાણરાયજી હકુમતરાયજી ૧૩ બેંગોલ પ્રીવી કાઉનસીલ પાનું ૨૫૪.

મૂદતના કાયદાની ભાષા ઉપરથી કોઇ અમૂક કેસોમાં જે મુદત ઠરાવેલી હોય. તે ભાષાનો અર્થ કરતી વખતે જે કેશોનો સમાવેસ થતો ન હોય તેવા કેસોનો સમાવેસ કરવાને કોર્ટને સત્તા નથી. ૩ કલકત્તા લો. રી. ૪૪૦

મૂદતનો કાયદો કોઇ હક બાબત કાયદેસર રીતે કામ ચલાવવા

ને પ્રતીબંધ કરનારો હોવાથી જ્યાં તેની ભાષા શક પડતી હોય તો તેનો અર્થ નીયમીત પણે કરવો જોઈએ એટલે એ કામ ચલાવવાનો હક છે એમ ચલાવવું જોઈએ ઉમીયાશંકર લખમીરામ વી. છોટાલાલ વજેરામ ઈ. લો. રી ૧ મુંબઇ પા ૧૯ બળવંતરાય વી. પુરસોતમ સીધેસર.. ૯ મુંબઇ પા. ૯૯

મુદતનો કાયદો દાવાનું કારણ ઉત્પન્ન કરવા અથવા તેની વ્યાખ્યા કરવાનો નથી પણ મુદત ઠરાવેલ છે કે જેની અંદર કોઇ હયાતી વાલા હકનો અમલ કરાવી શકાય જીવી. વી. રામજી ઈ. લો. રી. ૩. મુંબઇ પા ૨૦૭.

મુદતના કાયદામાં કહેલી મુદત મેહેરબાનીથી વધારવાને કોઈ કોર્ટને સત્તા નથી પણ જ્યારે એમ બતાવવામાં આવે કે કોઇ ઇલાજ અમલમાં લાવવાને મુદતનો પ્રતીબંધ છે. તો કોર્ટે કાયદાને વળગી રહેવું જોઇએ. અને ઇલાજ અપાવવા ના કહેવી જોઇએ સદુસીંગ. વી. મુસામત કીસની. ૩ નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સ હા. રી. ૩૧૮.

કોઇ વાદી તપાસની ખામીને લીધે અથવા ભુલથી કોઇ ફરીયાદ કરે કે જે સાબીત કરવાને અસકત હોય તો કાયદાએ ફરીયાદ બાબુત જે મુદત કહેલી હોય તે મુદતની અંદર તે વાદી પોતાની ભુલ સુધારી લે નહીંતો પછી મુદત વીતી ગયા પછી જો પોતાની ભૂલ તેને માલમ પડે તેથી તેને મુદતનો લાભ મળી શકે નહી. હરો પ્રોસાદરાય વી. ગોપાળદાસ. દત્ત ઇ.. લો. રી. ૩ કલકત્તા ૮૧૭.

મુદતનો કાયદો બંધ કરવાનો હેતુ એવો છે કે પુરાતન દાવાઓની તકરાર બંધ કરવી. ઇ. લો. રી. મુબઇ ૫૧૫.

જે અરજીઓ દાખલ કરવાની ના કહેવાની કોર્ટને સત્તા નથી, તેવી અરજીઓ તેમજ રાજપ્રકરણી ખાતા સબંધી અરજીઓને આ કાયદો લાગુ નથી. કીલાસા. વી રામસ્વામી ઇ લો રી ૪ મદ્રાસ ૧૭૨ વીઠલ. વી. વીઠોજીરાવ. ઇ. લો. રી. ૭ મુબઇ ૫૪૬ ઇ. લો. રી ૬ કલકત્તા ૬૦ ઇ. લો. રી ૮ કલકત્તા ૪૨૦ ઇ. લો. રી. ૭ મુંબઈ ૩૩૨

આકટ રદ ક રવા બાબત — ૨. આ આકટને જોડેલા પેહેલા પરિશિષ્ટમાં આ[illegible] લખ્યા છે તે તેજ પરિશિષ્ટમાં કહ્યું છે તેટલે સુધી સદરહું તારીખે તથા તે તારીખથી રદ છે એમ સમજવું.

સન ૧૮૭૧ ના ૯ આકટ ઉપરના હવાલા. — ( પણ સન ૧૮૭૧ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટ ઉપર આપેલા હવાલા. આ આકટ ઉપર આપ્યા હોય તે પ્રમાણે તે સઘળા વાંચવા. અને આ આકટના અથવા તે આકટના કોઈ ઠરાવ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે થાયછે એમ સમજવું નહીં. એટલે તે આકટ પ્રમાણે અથવા તે આકટ ઉપરથી રદ થએલા કોઇ આકટ પ્રમાણે કાંઇ હક સંપાદન કર્યો હોય તે હકને

હક સંપાદન થઇ ચુક્યો હોય તે કાયમ રાખવા. — બાધ આવેછે અથવા ફરિયાદ કરવાનો કાંઇ હક બંધ થયો હોય તે હક પાછો સંસ્થાપિત થાય છે. એમ સમજવું નહીં. અને આ આકટના કોઇ ઠરાવ ઉપરથી

સન ૧૮૭૨ ના ૯ મા આકટની ૨૫ મી કલમ કાયમ રાખવી. — હિંદુસ્તાનના કરાર બાબતના આકટની ૨૫ મી કલમને બાધ આવે છે. એમ સમજવું નહીં.

જે ફરિયાદ સારૂ આ આકટમાં કહેલી મુદત સન ૧૮૭૧ ના ૯ મા આકટમાં કહેલી મુદતના કરતાં ઓછી હોય તે ફરિયાદ. — આ આકટમાં ગમેતે ઠરાવ હોય તોયપણ આ આકટને જોડેલા બીજા પરિશિષ્ટના ૧૪૯ મા નંબર હેઠળ કહેલી કોઈ ફરીઆદ હેઠલ લખ્યા પ્રમાણે હકીકત ન હોય તો સન ૧૮૭૭ ના અકટોબર મહીનાની સદરહુ ૧ લી તારીખથી આગલ્યાં પાંચ વર્ષમાં કરવાનો અધિકાર છે, એટલે સદરહું પ્રકાર ની ફરિયાદ સારૂ સદરહું સન ૧૮૭૧ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટમાં કહેલી મુદત સદરહું પાંચ વર્ષમાં પુરાં થયાની અગાઉ પુરી નહી થઈ હોય તો પાંચ વર્ષમાં કરવા અધિકાર છે અને જે બીજી કોઇ ફરિયાદ બદલ આ આકટમાં કહેલી મુદત સદરહુ સન ૧૮૭૧ ના હિં

દુસ્તાનના મુદત બાબતના આકટમાં કહેલી મુદતના કરતાં ઓછી હોય તે બીજી ફરિયાદ હેઠળ લખ્યા-પ્રમાણે હકીકત ન હોયતો સન ૧૮૭૭ ના અકટોમ્બર મહિનાની ૧ લી તારીખથી બે વર્ષમાં કરવાનો અધિકાર છે. એટલે સદરહુ પ્રકારની ફરિયાદ બદલ સદરહુ આકટમાં કહેલી મુદત સદરહુ બે વરસ પુરાં થયાની અગાઉ પુરી નહી થઈ હોય તો બે વરસમાં કરવાનો અધિકાર છે.

## ટીકા.

આકટ રદ કરવાથી થતી અસર બાબત—જો કહેલી મુદત વીતી ગયા પહેલાં મુદતનો આકટ તમામ રદ કરવામાં આવે, તો જ્યાં સુધી ધારા બાંધનારી સભા જુનો કાયદો ફરીથી કરે ત્યાં સુધી મુદત બંધ રહે છે અથવા મુલત્વી રહે છે જો જુના કાયદાથી કોઇ દાવાના કારણને મુદતનો પ્રતીબંધ લાગે નહી તે પહેલાં મુદત બાબત કોઈ નવું ધોરણ કરવામાં આવે તો નવું ધોરણ અમલમાં આવતાં સુધી ચાલુ થએલ મુદત બંધ રહે છે અબદુલ કરીમ વી. માનજી ઇ. લો. રી. ૧ મુંબઇ પાનું.-૨૯૫ ૩•૩

" કાંઇ હક સંપાદન કર્યો" સન ૧૮૭૧ ના આકટ ૯ મુજબ ફરીયાદ કરવાના હકને મુદત વીતી ગઇ ન હોય તો એ કાયદા પ્રમાણે એ હક સંપાદન કર્યો એમ ગણાય નહીં ઠાકરીયા. વી. શીવ. ઇ. લો. રી.• ૨ અલાહબાદ ૮૭૨ સન ૧૮૭૧ ના આકટ ૯ ની કલમ મૂજબ અથવા સન ૧૮૫૯ ના આકટ ૧૪ મૂજબ કોઈ નિષેધ પક્ષે માલ મીલકતનો હક સંપાદન કર્યો હોય તો "તે હક સંપાદન કર્યો" એમ ગણાય ઝવેરશંકર વી. મના. ઈ. લો. રી. ૩ અલાહબાદ. ૪૮

" ફરીયાદ કરવાનો કાંઇ હક બંધ થયો હોય " ફરીયાદ કરવાનો હક અથવા હુકમનામુ બજાવવાની દરખાસ્ત કરવી તે ફરીયદ

કરવાનો હક ગણાયછે "ફરીયાદ" ની વ્યાખ્યા બાબત જુઓ કલમ ૩ પણ "ફરીયાદ" કરવી એ શબ્દની વ્યાખ્યા કોઈ જગોએ બતાવેલી નથી "ફરીયાદ કરવાનો હક" એ શબ્દમાં કાંઇ માગણી પરીપુર્ણ કરવાને માટે કોર્ટની મદદ માગવા માટે અરજી કરવાના હકનો સમાવેશ થાય છે નરશીંગ વી. હરીહર ઇ. લો. રી. ૫ કલકત્તા ૮૫૭ ફરીયાદ કરવાનો કોઇ હક સન ૧૮૭૧ નો આકટ ૯ મો અમલમાં હતો; તે વખતે મળેલો હોય પણ તારીખ ૧ અકટોમ્બર સને ૧૮૭૭ ના રોજ તે હકને મુદતનો પ્રતીબંધ નહી લાગતો હોય તો, સન ૧૮૭૭ ના આકટ ૧૫ મુજબ એ ફરીયાદનું કામ ચલાવવું જોઈએ. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૦૭ તારીખ ૧ માહે અકટોમ્બર સને ૧૮૭૭ પહેલાં કરેલી ફરીયાદોમાં મેળવેલ હુકમનામાની બજાવણી અરજીઓમાં કેટલાકનો મત જુદો જુદો છે. ગુરૂપાદપ વી. વીરભદ્રોપા ઇ. લો. રી. ૭ મુબઇ ૪૫૯ બીહારી વી. ગોવરધન. ઇ. લો. રી. ૯ કલકત્તા ૪૪૬ તારીખ ૧ એપ્રીલ સને ૧૮૭૩ પહેલાં કરેલી ફરીયાદોના હુકમનામાની બજાવણીની અરજીઓ, તારીખ ૧ લી અકટોમ્બર સને ૧૮૭૭ પહેલાં તે અરજીઓ બાબત કામ ચલાવવામાં આવેલુ હોય, અને તે તારીખે કામ ચાલતુ હોય તો તે અરજીઓનું કામ સન ૧૮૫૯ ના આકટ ૧૪ મુજબ ચલાવવું. તારીખ ૧ લી એપ્રીલ સને ૧૮૭૩ ને રોજ અગર તે પછી, અને તારીખ પેલી ૧ અકટોમ્બર સન ૧૮૭૭ પહેલાં, કોઇ ફરીઆદ કરવામાં આવી હોય અને તેનું હુકમનામુ બજાવવાની અરજીઓનું કામ તારીખ ૧ લી અંકટોમ્બર સને ૧૮૭૭ ના રોજ ચાલતુ હોય તો સન ૧૮૭૧ ના આકટ ૯ મુજબ કામ ચલાવવું જોઇએ. તારીખ ૧ લી અકટોમ્બર ના રોજ અગર તે પછી હુકમનામુ બજાવવાને નવી અરજીઓ કરવામાં આવે. જો કે તે હુકમનામાની ફરીયાદો પ્રથમ કરવામાં આવેલી હોય તો પણ તેવી બજાવણીની અરજીઓને આ કાયદો લાગુ પાડવો જોઇએ. મંગળપ્રસાદ. વી. ગીરજાકંથ ઈ. લો. રી. કલકત્તા પાનું ૫૧ પ્રીવીકાઉનસીલ. જગમોહન. વી. લખમેસર ઈ. લો. રી.

૧૦ કલકત્તા ૭૪૮ ઇ–લો–રી, ૧ મદ્રાસ પા. ૫૨ ઇ–લો–રી ૭ મુંબઈ પા. ૪૫૯.

હક પુરતી રીતે સંપાદન કર્યા હોય, અને ફરીયાદ કરવાના હકને પૂરતી રીતે મુદતનો પ્રતીબંધ થઇ ગયો હોય, તો પછી તે હકને આ કાયદાનો અમલ ચાલુ થયા પહેલાંના વખતને લાગુ પડતો નથી. ટાગોરના નિબંધનું પાનું ૫૦૭

"કરાર આકટની કલમ ૨૫ નો બાધ આવે છે, એમ સમજવું નહી" કોઈ દેણામાં લખીતવાર અંગીકરણ આ કાયદાંની કલમ ૧૯ પ્રમાણે કરેલ હોય, તો નીમેલી મુદત વીતી ગયા પેહેલાં તે અંગીકરણમાં સહી થયેલી હોવી જોઇએ. આવો ઠરાવ છે છતાં કોઈ દેણું આપવાનું લખીતવાર વચન મુદત વીતી ગયા પછી તેમાં સહી કરેલી હોય તોપણ કરાર આકટની કલમ ૨૫ ના ત્રીજા પારીગ્રાફ મુજબ કાયદેસર છે. રાઘોજી વી. અબદુલ. ઇ-લો-રી ૧ મુંબઈ પાનું ૫૯૦ ચતુર વી. તુલસી ઈ–લો–રી ૨ મુંબઇ પા. ૨૩૦ આ કાયદાની કલમ ૧૯ માં અંગીકરણના સબંધમાં વચન બાબત કાંઇ લખેલું નથી. પણ જો કોઇ તાજુ વચન લખાણરૂપી હોય. એટલે કે પેહેલાંને બદલે નવો કરાર કરવામાં આવ્યો હોયતો તેવે વખતે વચનને ફકત અંગીકરણ તરીકે ગણવામાં આવે છે. અને જ્યાં નવો કરાર વચન હોય અથવા કોઇ દેણાને મુદતનો પ્રતીબંધ હોય, તેવું દેણું આપવાને લખીતવાર વચન આપેલું હોય તો નવા કરાર ઊપરથી દાવો ચાલી શકે છે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૭૬.

"કહેલી મુદત" આ શબ્દો આ કલમ તેમજ કલમ ૪ માં આવે છે. આ શબ્દો બીજા પરિશિષ્ટમાં બીજા અને ત્રીજા ખાનાનો એક બીજાની સાથે સંબંધ ધરાવનાર છે અને ફકત બીજા ખાનાનેજ લાગુ પડતો નથી. તેથી કરાને કોઈ અમુક કામમાં સન ૧૮૭૧ ના આકટ પ્રાણે અથવા આ આકટ પ્રમાણે એકજ મુદત કહેલી હોય તો મુદતની ગણતંરી કરતી વખતે કહેલી મુદત પાછલા કાયદાથી આગલા કાયદામાં મોડી હોય તો. આગલા કાયદામાં જે મુદત કહેલ હોય; તેજ ટુંકી છે એમ ગણવું જોઇએ. રૂપ. વી. મોહીની. ઇ–લો–રી ૩

અલાહબાદ ૪૧૫ બૉન્ડ પ્રોમીસરી નોટ, અને માગે ત્યારે નાણાં આપવાની બીલની ફરિયાદોની આ કાયદા પ્રમાણે ટુંકી મુદત કહેલી છે. અમ્રતલાલ. વી. હાર્નેલ, ૨ કલકત્તા ઇ–લો–રી ૪૨૬. ઈ લો–રી ૨ મદ્રાસ ૧૧૩. ૩૪૭. ઇ લો રી. ૪ મુંબઇ ૮૭. અવીભક્ત કુટુંબની મીલકત માંથી કોઇ સખશને કાઢી મૂકેલો હોય, તો રકમ ૧૨૭ પ્રમાણે તે મીલકત માંથી ભાગ લેવાના હકની ફરિયાદોને આ કાયદા પ્રમાણે ટુંકી મુદત કહેલી છે. નારણ વી. લોકનાથ ઈલો રી ૭ કલકત્તા ૪૬૧

"હક" આ શબ્દનો મે. જસ્ટી ઈનીસ સાહેબે ઠરાવ્યુ છે કે હક એટલે માલમીલકતનો હક અને બીજાએ કાંઇ કામ કરવાના હકનો તેની અંદર સમાવેસ થતો નથી. પણ મે કરનાન જે સાહેબે ઠરાવ્યું છે કે ફરિયાદ કરવાના હકને પણ એ શબ્દ લાગુ પડે છે. કાનજી પ્રેમચંદ. વી. ચંદુવજી શેઠ, ૪ ઈંડીયન જુરીષ, ૬૮૭ ઠાકરીયા વી શીવશીંગરાય ઇ-લો-રી ૨ અલાહબાદ ૮૭૨ આ કામમાં વાદીએ પ્રતીવાદી ઉપર સન ૧૮૭૪ ના ડીસેમ્બર મહીનામાં હીસાબ ચોખ કરેલ તે પૈસા લેણા બાબત ફરીયાદ કરેલ છે. અને તે વખતે સન ૧૮૭૧ નો આકટ ૯મો અમલમાં હતો. આ હીસાબમાં પ્રતીવાદીએ સહી કરેલ નથી. આ કાયદો અમલમાં આવ્યા પછી ફરીયાદ કરવામાં આવેલ છે. તેમાં ઠરાવવામાં આવ્યું કે સમ ૧૮૭૧ના ૯ મા આકટ પ્રમાણે તે હક સંપાદન કરવો. તે આ કાયદાની કલમ ૨ ના અર્થ પ્રમાણે થતો નથી. અને તેથી આ કાયદાની કલમ ૨ પ્રમાણે જે તારીખે હીસાબ કર્યો તે તારીખથી ત્રણ વરસની મુદત ગણવી જોઇએ. અને આ હીસાબમાં પ્રતીવાદીએ સહી કરેલ નથી. તેથી સન ૧૮૭૧ ના ૯ મા આકટના બીજા પરીશીષ્ટની રકમ ૬૪ નો લાભ વાદીને મળી શકતો નથી. પણ ફકત પૈસા લેણા બાબતની ફરીયાદ તરીકે આ ફરીયાદ ગણવી જોઇએ. જુવો વળી ઝુલફીકર હુસેન. વી. મનાલાલ ઇ– લો–રી ૩ અહલાબાદ . ૧૪૮.

કોઇ દેણું આપવાની મુદત ગઇ હોય તો હિંદુસ્તાનનાં મુદતના કાયદાથી ફકત ઇલાજ બંધ થાય છે, કે ફરજ પણ બંધ થાયછે! તે સબંધમાં મારો અભીપ્રાય એવો છે કે ફકત ઇલાજ બંધ પડે છે.

અને ફ્રરજ્/ જારી રહેછે. આ ધોરણને અનુસરીને ઠરાવવામાં આવ્યું છે કે મદ્રાસનો એડમીનીસ્ટ્રેટર જનરલને ( કોઇ એકઝી કયુટર અથવા એડમીનીસ્ટ્રેટરને) મુદત બહાર "ગયેલ" દેણું આપવાની સત્તા છે. ધી એડમીનીસ્ટ્રેટર જનરલ ઓફ મદ્રાસ વી: હોકીન્સ- ઇ-લો-રી ૧ મદ્રાસ ૨૬૭ તીલકચંદ હિંદુમલ. વી. જેતમલ સદારામ ૧૦ મુંબઇ ૨૬૬ ડરબી અને બોસાન કવેટ પાનું ૧૩ એતીંગ પાનું ૨૨૪-૨૨૫ વળી પંજાબની ચીફ કોર્ટે ઠરાવ્યું છે કે કોઇ બોન્ડના જામીનદાર ઉપરની ફરીયાદમાં જેમાં મુળ દેણદાર ઉપરનો દાવો મુદત બાહાર ગએલ હોય તો પણ તે કારણથી જામીનદાર મોકળો થઈ શકતો નથી. કેમકે મુદતના કાયદાથી મુળ દેણદાર મોકળો થઇ શકતો નથી, અગર દેણું રદ થતું નથી પણ ફકત ઇલાજ બંધ થાયછે. મોરીસ વી. સાંગૈલાલેંક પંજાબ રેકર્ડ ના. ૨ સન ૧૮૭૮ સુજા. વી. પેહેલવાન પંજાબ રેકર્ડ નં ૧૦ સન ૧૮૭૮.

જે ફરીયાદો જુનો કાયદો અમલમાં હતો તે વખતે દાખલ થઇ ગઇ હોય તે ફરીયાદો ઉપરની અપીલો અથવા અરજીઓ તારીખ ૧ માહે અકટોમ્બર સન ૧૮૮૭ પછી કરવામાં આવે તો તેવી સઘળી અપીલો અને અરજીઓને આ કાયદો નહી લાગુ કરવા આ કલમમાં કાંઇ કહેલું નથી જેથી તેઓને આ કાયદો લાગુ કરવો જોઇએ. જીભાઇ મહીપતી. વી. પ્રભુ બાપુ ઈ-લો-રી ૧ મુબઇ ૫૯. ગોવીંદ લક્ષમણ; વી. નારાયણ મોરેશ્વર, ૧૧ મુબઇ ૧૧૧ નારણ આપાઆયાં. વી. નાના અમલ. ૮ મદ્રાસ ૯૭ નંદુકુમાર, મુકરજી, વી, ઈસર ચંદર ભૂટાચારજી, ૧૨ બેંગોલ અપીલ ૯ વીગેરે વીગેરે.

---

અર્થની કલમ ૩. આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોયતો.

"વાદી" આ શબ્દમાં ( જે કોઇ માણસની તરફથી અથવા ) જે કોઇ માણસની મારફતે ( ફરિયાદ કરવાનો પોતાનો હક વાદીને પ્રાપ્ત થાયછે ) તે માણસનો પણ સમાસ થાયછે ( અને "અર-

જદાર" આ શબ્દમાં જે કોઇ માણસની તરફથી અથવા જે કોઈ માણસની મારફતે અરજી કરવાનો પોતાનો હક અરજદારને પ્રાપ્ત થાય છે તે માણસનો પણ સમાસ થાયછે અને "પ્રતી વાદી" આ શબ્દમાં જે કોઇ માણસની તરફથી અથવા જે કોઈ માણસની મારફતે પોતાની ઉપર ફરિયાદ થવાની પાત્રતા પ્રતિવાદીને પ્રાપ્ત થાય છે તે માણસનો પણ સમાસ થાય છે)

("ઇઝમેન્ટ" આ શબ્દમાં હેઠળ લખેલા હકનો પણ સમાસ થાયછે એટલે કરાર ઉપરથી ઊત્તપન્ન ન થનારા એવા જે હક ઉપરથી બીજાની જમીનનો અથવા બીજાની જમીનમાં ઉગનારા અથવા તેને ચોટેલા અથવા તેની ઉપર રહેનારા કોઇ પદાર્થનો કાંઇ ભાગ ખુદ પોતાના ફાયદા સારૂ લઇ જવાનો અથવા પોતાના કામમાં લગાડવાનો અધિકાર કોઇ માણસને પ્રાપ્ત થાય છે તે હકનો પણ સમાસ "ઇઝમેન્ટ" આ શબ્દમાં થાય છે.)

¶ "બિલ આફ એકસચેંજ" આ શબ્દોમાં હુંડીનો (તથા ચેકનો પણ) સમાસ થાય છે.

$ "બાંડ" (ખત) આ શબ્દમાં હેઠળ લખેલા દસ્તાવેજનો સમાસ થાય છે એટલે ફલાણું એક વિષેશ કૃત્ય કર્યું હોય તો અથવા ન કર્યું હોય તો પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ અવસ્યકતા રદ થશે એવી સરતે કોઈ માણસ બીજા માણસને જે દસ્તાવેજ ઉપરથી નાણું આપવાની પોતાને જરૂર પાડે છે, તે દસ્તાવેજનો સમાસ થાય છે.

"વાયદા ચીઠી" આ શબ્દનો અર્થ જે કોઇ દસ્તાવેજ ઉપરથી તે દસ્તાવેજ કરીઆપનાર પઈસાની નિર્દિષ્ટ કરેલી રકમ તે દસ્તાવેજમાં ઠરાવેલી વખતે અથવા માગે ત્યારે અથવા તે દસ્તાવેજ

---

¶ બીલ આફ એકસચેંજ એટલે જે હુંડીની બે અથવા ત્રણ નકલો મળીને એક સેટ થાયછે તે હુંડી.

$ બાંડ એટલે દેણું કબુલ કરીને તથા તેની રકમ દાખલ કરીને તથા આપવાની મુદત ઠરાવીને શીક્કા સાથે અથવા સહી શીક્કા સાથે ખત લખી આપે છે તે ખત.

દેખાડે એટલે આપવાનું ખાસ કબુલ કરેછે તે દસ્તાવેજ એમ સમજવો.

"ત્રષ્ટી" (એટલે જુમેદાર ) આ શબ્દમાં બીનામીદાર અથવા જે ગીરવી રાખનારનો કબજે ગીરવીનું નાણું આપ્યા પછી પણ રહયો હોય તે ઘરેણે રાખનાર અથવા જે અપકૃતી કરનારનો હક નહી હોય ને કબજે હોય તે અપકૃતિ કરનારનો સમાસ થતો નથી.

("ફરિયાદ" આ શબ્દમાં અપીલનો અથવા અરજીનો સમાસ થતો નથી.

"નોધેલા" આ શબ્દનો અર્થ 'દસ્તાવેજ જે વખતે અને જે જગાએ કરી આપ્યો એવું દસ્તાવેજમાં લખ્યું હોય ( અથવા હુંકમનામા ઉપર અથવા હુંકમ ઉપર જે વખતે તથા જે જગાએ સહી થઇ એવું તેમાં લખ્યું હોય તે વખતે તે જગાએ દસ્તાવેજ નોધવા બાબત જે કાયદો અમલમાં હોય ) તે કાયદા પ્રમાણે ( બ્રાટીશ ઇંડયામાં ) યોગ્ય રીતે નોંધેલો એવો સમજવો.

"પારકો મુલક" આ શબ્દનો અર્થ બ્રિટિશ ઇંડયા શિવાય બીજો કોઇ મુલક એવો સમજવો.

અને યોગ્ય રીતે સંભાળીને અને ધ્યાન રાખીને જે કાંઇ કર્યું નહી હોય તે "સુદ્ધ બુદ્ધિથી" કર્યું છે એમ સમજવું નહી.

---

## ટીકા

"આગલો પાછલો સંબંધ" આગલા પાછલા સબંધમાં જો કાંઇ હકીકત આવતી ન હોયતો જજને કંઈ નવી હકીકત સોધી કાઢવા કાંઇ સત્તા નથી. જજની ફરજ ફકત કાયદો શું કહેછે. તે બતાવવાની છે અને નવો કાયદો કરવાની સત્તા નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૧૭૮ આગલો પાછલો સંબંધ એ શબ્દમાં આખા કાયદાના કોઇ પણ ભાગનો સમાવેસ થાયછે પણ પુસ્તકનું નામ જાણવા માટે પેહેલે પાને જે લખવામાં આવે

છે તે તેમંજ પ્રસ્તાવના તેમજ મારજીનમાં લખેલ નોટ દ્રષ્ટાંનો તેમજ ચીન્હો તે નીયમીત રીતે કહીએ તો કાયદાનો ભાગ નથી. પારલામેન્ટના ધોરણ મુજબ બીલમાં જે મારજીનની નોટ, ચીન્હો-અથવા કાયદાના પુસ્તકનું નામ બતાવ્યું હોય તે બાબત સુધારો થતો નથી રોસક્રોડાઇ જેસ્ટ ૧૪ મી આવૃતી પાનુ ૧૦૫ મે. મે ક્રસવેલ પાનુ ૩૪ ને ૩૫ કલેકટર વીરૂધ લુકામંન્ટ ૨૧ વીકલી રીપોર્ટ ૩૫૮-૩૬૦ પ્રીવીકાઉનસીલ

"જે કોઇ માણસની તરફથી અથવા જે કોઇ માણસની મારફતે ફરીયાદ કરવાનો પોતાનોહક • વાદીને પ્રાપ્ત થાય છે તે માણસ" કોઇ સખસનો વારસ વારસો લેનાર. વસીયત નામૂ બજાવનાર. વહીવટ કરનાર, વસીયત જે નામનુ કરેલું હોય તે ડીવાઈસી (વસીયત નામા પેરે જેને બક્ષીસ આપી હોય તે) એસાઇન ની (જે ધણીને મીલકત મળી હોય તે) તેનો પણ વાદીમાં સમાવેસ થાય છે ટાગોર ના કાયદાના નીબંધનુ પાનું ૫૦૯. હુકમનામાના ખરીદ કરનાર હુકમનામાના દેણદારને લગતી સઘળી કાયદાથી ઉત્તપન્ન થતી ફરજો લે છે અને સાધારણ ખરીદ કરનારને જે ફરજ કાયદા પ્રમાણે કરવાની હોય તેવી ફરજ તેને પણ છે રામલોચન વીરૂધ રામનારાયણ ૧ કલકત્તા ૨૪૬ પણ તેઓના હક વચે બારીક તફાવત છે દીનદયાલ-વીરૂધ જગદીપ ૧ કલકત્તા ઈ લો-રી ૪૯-૫૬ અને મુદતના કારણસારૂ "મોર્ટ ગેજર" (ગીરવી આપનાર) ઉપર હુકમનામુ બજાવવામાં ઈમાનદારીથી ખરીદ કરનારનો હક ગીરવી મુકનારના હક જેવો અથવા ગીરવી મૂકનારે ખુશીથી કાંઇ કોઇ સખસને આપેલું હોયતો તેવા સખસના દાવાના હક જેવો હક નથી અનંદોમોઇ વીરૂધ ધુનીધરો ૧૬ વીકલી રીપોર્ટ પ્રીવીકાઉનસીલ. ૧૯-૨૦

"જજમેન્ટ" આ બાબત વિષેશ ખુલાસા માટે જુવો કલમ ૨૬ એકવડા બોન્ડ એને બોન્ડ બાબત રકમ ૬૬-૬૭-૬૮ જુવો "બોન્ડ" એ શબ્દ રકમ ૭૪ ૭૫ ૮૦ માં આવે છે તે જુવો, બાલ વીરૂદ્ધ સ્ટોવેલ ઈ-લો-રી. અહલાબાદ. ૩૨૨.

"ટ્રસ્ટી" બીનામી ( અથવા કૃત્રીમ નામી ) લેવડ દેવડ એ ટ્રસ્ટી ના જેવો નથી. ઉમા સુંદરી વીરૂદ્ધ દુવારકાનાથ ૧૧ વી-રી ૪૩-૨એ. લો. રી. ૨૮૪ ગીરવી રાખનાર બાબત જુઓ બાબુલાલ વીરૂધ જમાલ ૯ વીકલી રી. ૧૮૭ બ્રાઉન પાનું ૩૦૫

"ફરીયાદ" ઈનસાફની કોર્ટમાં કોઈ પણ માગણી અમલમાં લાવવા ચાલેલું કાંઇ કામ સમજવું સુરેધોની. વી. હરેચંદર ૯ વીકલી રીપોર્ટ ૪૦૨ ફુલએંચ ઈ-લો-રી ૧૦ કલકત્તા ૭૪૮ ( ખાસ રીતે ઠરાવવામાં આવેલું છે કે ફરીયાદોની તેમજ અરજીઓની મુદત આ કાયદાની કલમ ૧૯ પ્રમાણે અંગીકરણ કરવાથી નવી થાયછે. ટાગોર ના મુદતના કાયદાના નિબંધનુ પાનુ ૨૭૭ સને ૧૮૭૧ ના આકટ મુજબ "ફરીયાદ" એ શબ્દમાં બજવાણી અરજીઓનો સમાવેસ કરેલો નથી. કલાણ. વી. ગનશામ. ઇ-લો ૫ મુબઇ ૨૯

"પરમુલક" પ્રીન્સ ઓફવેલ્સ. શીંગાપોર, મલાકા. ચંદ્રનગર, પાંડીચેરી. ગોવા, સીલોન. કાસ્મીર. કુચબીહાર. વીગેરે વીગેરે એડન બ્રીટીશ ઈંડીયામાં ગણવામાં આવેલ છે.

"સુદ્ધ બુદ્ધિ" જે વસ્તુ ઘટતી સંભાલ તથા ધ્યાન વીના કરી અથવા માની હોય તે "સુધ બુદ્ધથી" કરી અથવા માની એમ સમજવું નહી ખરેખર દ્રેશ બુદ્ધિ ન હોય તો પણ એ "સુદ્ધ બુદ્ધિ ગણાય નહીં "સુધ બુદ્ધિ" એ શબ્દ કલમ ૧૪-૧૮ માં આવેછે.

"સગીર" એ શબ્દની વ્યાખ્યા આ કાયદામાં કોઇ જગોએ બતાવેલી નથી અને તેથી કરીને સગીર ઉમર ક્યારે બંધ-થાય છે, તે બાબત આ કાયદાના કારણ સારૂ સગીર બાબતના જુદા જુદા કાયદાના ધોરણ પ્રમાણે ચાલવામાં આવે છે. અને જ્યાં એ કાયદાના ધોરણ લાગુ પાડવામાં આવેલ ન હોય ત્યાં સગીર રેહતો હોય તે દેસનો કાયદો સગીરની બાબતમાં લાગુ પાડવામાં આવેછે. સને ૧૮૭૧ ના ૯ મા આકટમાં ઠરાવેલું હતું કે તે કાયદાના કારણ-સારૂ કોઇ સગીર પછી ગમે ત્યાં તે ઉછર્યો હોય તે પોતાની ૧૮ વરસની ઉમરે પોહોચ્યા પછી સગીરનો લાભ લઇ શકતો નથી અને. ૧૮ વરસની ઉમર પછી તે કાયદાએ ત્રણ વરસ Grace ( ગ્રેસ = મે-

હેરબાની ) ના આપેલ હતા. રેર્ઇની વીરૂદ્ધ નોબોકુમાર મુકરજી ૫ ક- લકત્તા લો. રી. ૫૪૩ બ્રીટીસ રૈયત તેમજ" ડુમી સાઇલ્ડ " (દેશજ અધી કાર પ્રાપ્ત થયેલો ) રૈયત બાબતમાં સગીર ઉમર બાબતનો કાયદો સને ૧૮૭૫ નો ૯ મો લાગુછે.

---

## ભાગ ૨ જો.

### ફ્રિયાદો તથા અપીલો અને અરજીઓ કરવાની મુદત.

મુદત વીતી ગયા પછી ફ રીયાદો વગે રે કરી હોયતે કહાડીનાંખવી

૪. ફરીયાદ તથા અપીલ અને અરજી કરવાની મુદત અ. આકટને જોડેલા બીજા પરિશીષ્ટમાં કહી છે તે મૂદત વીતી ગયા પછી જે ફરિયાદ તથા અપીલ અને અરજી કરવામાં આવસે તે મૂદત વીતી ગઇ એવો જવાબ આપ્યો નહી હોય તોય પણ ૫ મી કલમના આરંભથી તે ૨૫ મી કલમની આખર લગીની સઘળી કલમના ઠરાવનું ધોરણ રાખીને કહાડી નાખવી.

ખુલાસો:—સાધારણ પ્રસંગે યોગ્ય અમલદારને ફરિયાદીની અરજી આપી એટલે ફરિયાદ કરી એવું થાય છે. નાદારને પ્રસંગે નાદારીમાં ફરિયાદ કરવાની પરવાનગી મળવા બાબતની તેની અરજી ફઇલ-થઇ એટલે તેણે ફરીયાદ કરી એવું થાય છે. અને જે કંપનીનુ કામ-કાજ કોર્ટની મારફત આટોપવામાં આવતું હોય તે કંપનીની ઉપર દાવો હોય તે પ્રસંગે દાવો કરનારે પોતાનો દાવો આફિશઅલ લિક્વિડેટરને પ્રથમ મોકલ્યો એટલે તેણે ફરિયાદ કરી એવું થાયછે.

દષ્ટાંતો

(अ) કહેલી મૂદત વીતી ગયા પછી ફરીયાદ કરીછે. મુદત વી-તી ગઇ એવો જવાબ આપ્યો નથી અને વાદીની તરફનું હુકમનામુ થયું છે. પ્રતીવાદી અપીલ કરેછે. અપીલ કોર્ટે તે ફરીયાદ કહાડી નાંખવી જોઇએ.

(च) કહેલી મુદત વીતી ગયા પછી કરેલી અપીલ મંજુર કરી- છે તથા નોંધી છે. તોયપણ તે અપીલ કહાડી નાંખવી.

---

## ટીકા

દરેક ફરીયાદ વીગેરે કલમ ૫ થી ૨૫ સુધીના ઠરાવોથી જો કંઇ એવી હકિકત હોય કે જેથી વાદી વીગેરેને ફરીયાદ કરવા જરૂરન હોય તે સીવાય બીજા પરીશીષ્ટમાં કહેલી મૂદતમાં કરવી જોઇએ. આ અપવાદ વાળી હકીકતછે. એમ સાબીત કરવાનો બોજો વાદીને– શીર છે. મહમદ વી. યાકુબ ૨૪ વી - રી- ૧૮૧ -૧૮૨. જો કોઈ વાદી આ કાયદાની કલમ ૨૯ મૂજબ કોઈ હક નહી સરખા જેવો થઈ ગયો હોય એમ કહેતો હોય તો તેણે સાબીત કરવું જોઇએ. કે અમુક મુદત સુધી તે હકનો કબજો પોતા પાસે છે; પણ જો પ્રતીવાદી એવી તકરાર કરતો હોયકે વાદીના કપટથી અથવા બીજી કોઇ અપવાદ વાળી હકીકતને લીધે પોતાનો હક રાખેલો છે. તો તેવે પ્રસંગે તે કપટ અથવા બીજી અપવાદ વાળી હકિકત છે; એમ સાબીત કરવાનો બોજો પ્રતીવાદીને શીર છે. રેઈન્સ વી- બક્ષટન ૧૪ ચેનસરી ડીવીઝન ૫૩૭-૫૪૦ પણ જો પક્ષકારોની સ્થીતી ઉલટી રીતે હોય અને જે પક્ષકારોનો કબજો ગયો હોય. તે વાદી હોયતો તેણે (વાદીએ) અલબત સાબીત કરવું જોઇએ. કે પોતાની ફરીયાદ અપવાદ વાળી હકિકતને લીધે મુદત બહાર ગયેલ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૧૩૨ Excement ( ઇજેકટમેન્ટ – કબજો લેઇ લીધા બાબત ) ની ફરીયાદોમાં જ્યારે વાદી એમ સાબીત કરેકે પ્રતી– વાદીએ ગેર કાયદેસર રીતે કબજો લેઇ લીધો છે. તો પ્રતીવાદીને પોતાનો હક સાબીત કરવાને ફરમાવવું જોઇએ. જો પ્રતીવાદી તેવો હક સાબીત કરવામાં નીષ્ફલ થાય ( હારે ) તો વાદીના લાભમાં હુકમનામૂ કરવું જોઇએ, જો તેથી ઉલટી રીતે પ્રતીવાદી જીતે, તો પછી વાદીને પોતાનો વધારે સારો હક છે, એમ સાબીત કરવાને કોર્ટે કહેવું જોઇએ. અને તે પહેલાં તેવો હક સાબીત કરવાને વાદીને કહીસકા-

તુ નથી; વી. રી. ૧૭૪-૮ વી-રી-પા-૩૮૯ આ કલમ કાયદાના બીજા પરીશીષ્ટોમાં જે કેસો કહેલા છે તેને લાગુ છે, ૭ કલકત્તા લે-રી-૨૬૫-૨૬૯

કોઇ કાયદાએ કહેલી મૂદત પછી પૈસા અનામત મૂકવા અથવા હામી આપવી તેને આ કલમ લાગુ પડતી નથી બરજોર વી. ભગરા. ઈ-લો- ૧૦ કલકત્તા ૫૫૭

"ઠરાવનું ધોરણ રાખીને"—સઘળા ઠરાવોનું ધોરણ રાખીને નહીં પણ અમુક કામને ખાસ રીતે લાગુ પડે તેવા ઠરાવોનુ ધોરણ રાખવું. જવાહીર. વી. નારાયણ ઇ-લો-રી ૧ અલાહબાદ ૬૪૪-૪૬; બાની. વી. હરણ ૭૪ વી. રી. ૪૦૫-૪૦૬.

"મુદત વીતી ગઇ એવો જવાબ આપ્યો નહીં હોવ, તોપણ કાઢી નાંખવી" જો કોઇ ફરિયાદ અથવા કામ મુદત બહાર ગયું હોય, તે મૂદતનો નિર્ણય કરવા વાળી યોગ્ય હકુમત વાળી કોર્ટ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે મુદત વીતી ગયા બાબત લીધેલ તકરારની તજવીજ કરી તે ફરિયાદ અથવા કામમાં મૂદત ગઇ નથી એવો હુકમ કર્યો હોય તો અપીલમાં તે હુકમ રદ થાય નહીં, ત્યાં સુધી કાયદેસર અને બંધન કરતા છે. અને જે કોરટે તે હુકમ કરેલો હોય, તે કોરટે અગર તેથી ઊંચા દરજ્જાની કોઈ કોરટે તે કામ આગળ ચાલતાના દરમીયાંન કોઈ વખતે મુદતના પ્રતીબંધને લીધે કાઢી નાખી શકાતું નથી પછી જો એ હુકમ કાયદા પ્રમાણે ગેરવાજબી હોય તોપણ. મંગળપ્રસાદ. વી. ગીરજાકંથ ૧૧ કલકત્તા લો. રી. પ્રીવી કાઊનસીલ ૧૧૩. અપીલનો કોઇ કેસ કોઇ ખાસ ઈસ્યુના ગુણ દોસનો તપાસ કરવાને માટે નીચલી કોર્ટમાં મોકલે અને તે કોરટને પ્રત્યક્ષ રીતે માલમ પડે કે મુદતનો પ્રતિબંધ છે. તોપણ તે કોરટથી કંઈ થઈ શકતું નથી. મોરૂબીન. વી. ગોપાળબીન. ઇ-લો-રી ૨ મુંબઈ ૧૨૦ ૧૩૧ કોઇ હુકમનામુ બજાવવામાં પ્રતીવાદીની મીલકત જપ્ત કરવા હુકમ કરવામાં આવ્યો હોય તો એમ અનુમાન કરવામા આવે છે કે બજાવણી દરખાસ્તને કાયદા પ્રમાણે મુદતનો પ્રતીબંધ નથી. અને જો તે હુકમ અપીલ નહી કરવાના સબબથી છેવટનો થાય તો પા

છલથી એમ જણાય કે તે ફરિયાદ અથવા અરજીને મુદતનો પ્રતીબંધ હતો, તોપણ તે કારણથી તે કોરટને અથવા અપીલ કોરટને તે અરજી અથવા ફરિયાદ કાઢી નાખવા સત્તા નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૯૮–૯.

વળી કોઈ વ્યાજ સહીત મુદ્દલ રકમ જે મુદત બહાર ગયેલી હોય તેવી કોઇ ફરીયાદનું ભુલથી વાદીના લાભમાં હુકમનામુ થાય એને પ્રતીવાદી ફકત વ્યાજ બાબત અપીલ કરે જેથી મુદ્દલ રકમ બાબતનું હુકમનામુ છેવટનું થાય અને અપીલ કોરટ પાસે આખા કેસની અપીલ નહી થવાના સબબથી મૂદતનો પ્રતીબંધ છે. તે કારણથી આખી ફરિયાદ અપીલ કોરટ કાઢી શકે નહીં. આલીમૂનીસા. વી. સૈયદ હુસેન ૬ કલકત્તા લો. રી ૨૬૭. તેમજ કોઇ ફરીયાદ કે જે મૂદત બહાર ગએલ હોય તેવી ફરિયાદનું વાદી હુકમનામુ પ્રતીવાદીઓ ઉપર મેલવે એને તે પ્રતીવાદીઓ પૈકી કેટલાએક પ્રતીવાદીઓ અપીલ કરે અને જો સન ૧૮૮૨ના આક્ટ ૧૪ ની કલમ ૫૪૪ નો ઠરાવ જો લાગુ પડતો ન હોય તો, અપીલ કોરટ મૂદતના કારણ સારૂ જે બીજા પ્રતીવાદીઓએ અપીલ કરી નથી, તેના લાભમાં હુકમનામુ કરી શકે નહીં. ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૯૯ પણ આખા હુકમનામા ઉપર પ્રતીવાદીઓ પૈકી કેટલા એકે અપીલ કરી હોય તો અપીલ કોર્ટ બધા પ્રતીવાદીઓના લાભમાં હુકમનામુ કરી શકે છે. અથવા ફેરવી શકે છે. પણ જે હુકમનામુ થયુ હોય તે સઘળાઓને સામાઇક રીતે લાગુ હોય તોજ. ટાગોના મૂદતના કાયદ ના નિબંધનું ગાનુ ૯૯ ની નોટ.

પ્રતીવાદી ફેંસલો કબુલ રાખવા ખુશી હોય તો પણ મુદત બહાર ગએલી ફરીયાદ કાઢી નાખવી જોઇએ. દેબનારાયણ, વી. ઇસન ૧૩ કલકત્તા લો- રી- ૧૫૩ –૧૫૫ મુદતની બાબત એવી છે કે પ્રતીવાદી તે બાબત તકરાર લીએ, અગર નહી લીએ, તો પણ કોર્ટ તે બાબત ધ્યાન ઉપર લેવા બંધાએલી છે. રામે. વી. બ્રાઉટન ઇ. લો. રી ૧૦ કલકત્તા ૬૫૨ - ૬૫૮ ફરીયાદ કાઢી નાંખવાને બદલે કોર્ટ વાદીને પોતાની ફરીયાદ પાછી ખેંચી લેવા પરવાનગી આપી શકે

એવા હેતુથી કે તે ( વાદી ) પ્રતીવાદી ઉપર પર રાજ્યની કોર્ટ કે જ્યાં બ્રીટીસ ઇંડયામાં જે મુદત બાબતનો કાયદો છે તેવો કાયદો ન હોય ત્યાં ફરીયાદ કરી શકે ઇ-લો-રી ૬ મુબઈ ૧૦૩-૧૦૭

મુનસફ કોઇ ફરીયાદ મુદતનો પ્રતીબંધ છે. એમ ગણી કાઢી નાંખેછે; અપીલમાં જજ મુનસફનો ઠરાવ રદ કરી તે ફરીયાદ ગુણ દોષ બાબત ફરી તપાસ કરવા પાછી મોકલે છે. તે ઉપરથી મુનસફ વાદીના લાભમા પુરે પુરૂં હુકમનામુ કરી આપેછે ; અપીલમાં જજ દાવાનો કોઈ ભાગ કાઢી નાંખેછે. વાદી હાઇકોર્ટમાં અપીલ કરેછે, અને જે ભાગનું હુકમનામું જજે કર્યું છે, તે ભાગ બાબત પ્રતીવાદી સામી અપીલ કરેછે. હાઇ કોરટ મુદત બાબતનો સવાલ ધ્યાન-ઉપર લેવા બંધાયલી છે. જોકે પ્રતીવાદીઓને ( રેસ્પોન્ડન્ટોને ) મુદત બાબતની તકરાર લેવાનો હકછે. નહી તો પણ આબાલા. વી. નંદુવખત ઇ-લો-રી ૬ મદ્રાસ ૩૨૫-ઇ-લો રી ૮ મુબઇ ૫૩૫

જો મુદતના સવાલોનો પક્ષકારો વચ્ચે (પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે ) ઠરાવ થઇ ગયો હોયતો તેજ કામમાં પછીથી તે બાબાત ફરીથી તકરાર લઇ શકાય નહી ૧૧ કલકત્તા લો-રી ૧૧૩. ૧૪૫. હુકમનામાનો દેણદાર બજાવણીના કાંમમાં પોતાની મીલકત વેચાઈ ગઇ હોય અને ત્રીજા સખસે ખરીદ કરી હોય તો પછી મુદત બાબત તરકાર લઇ સકતો નથી. ઇ-લો-રી ૬ મદ્રાસ ૨૩૭ ઈ-લો-રી ૧૦ કલકત્તા ૨૨૦.

જો પ્રતીવાદી મુદતની તકરારમાં જીતે તો ફરીયાદ ખરચ સહીત કાઢી નાખવી જોઇએ. પછી જો કોઈ ફરજ અદા કરવાને પ્રતીવાદીએ ના પાડી હોય તો પણ, એંનીગ પાનુ ૨૩૩. લો-રી- ૧૭ ઈકવીટી ૭૫

પેહેલી સુનાવણી વખતે પ્રતીવાદી મુદતની તકરાર ન લીએ તો કોર્ટ તેને ( પ્રતીવાદીને ) ખરચ અપાવવા ના પાડી સકે ઇ-લો રી મદ્રાસ ૧૭૮.

" સાધારણ પ્રસંગ "-નાદારીની ફરીયાદો તેમજ ઓફીસીઅલ લીકવીડેટર પાસે કરેલા દાવાઓ તેમજ ફરીયાદ કર્યા પછી નવા

વાદીઓ અગર પ્રતીવાદીઓ દાખલ કર્યા હોય અથવા અદલ બદલ કર્યા હોય તેનો સમાવેસ થતો નથી, ટાગોરના મૂદતના કાયદાના-નિબંધનું પાનું ૫૧૨.

" યોગ્ય અમલદારને ફરીયાદ અરજી આપી "—પ્રતીવાદી ઉપર સમન કાઢવામાં આવ્યો હોય અગર ન હોય તો પણ ફરીયાદ કરવામાં આવી એમ ગણાય છે. સમન ન બજેતો શું અસર થાય તે બાબત સીવીલ પ્રોસીજરકોડ કલમ ૭૯ અ. તેમજ ઇ–લો–રી-૩ કલકત્તા ૩૧૨ જુવો. સગીર પ્રતીવાદીનો વાલી નીમવામાં ઢીલ થવાથી ફરીયાદની તારીખને અસર થતી નથી. ઇ-લો-રી. ૪ અલાહબાદ ૩૭.

"આવી"—કોઇ ફરિયાદ અરજી ખરેખર રીતે તારીખ ૨૯ જુલાઇને રોજ આપવામાં આવી હોયતો ફરિયાદ અરજી ઉપર કરેલા સેરાથી તારીખ ૩૧ જુલાઇને રોજ આપવામાં આવી એમ જણાય તો અગર તે તારીખ સુધી મંજુર કરી નહોતી તો તેની હરકત નથી. યંગ. વી. મેકોર કીનડેલ ૧૯ વી-રી ૧૫૯.

ફરિયાદ કર્યાની તારીખ એટલે જે તારીખે ફરિયાદ અરજી પહેલ વહેલી આપી તે તારીખ સમજવી. ઇ લો-રી ૪ અલાહબાદ ૩૭. જો ફરિયાદ અરજી ઓછા "સ્ટેમ્પ" અથવા કાંઇ સુધારવા માટે પાછી આપી હોય અને પાછી જે મૂદત કહી હોય તે મૂદતમાં અગર યોગ્ય મૂદતમાં પાછી આપવામાં આવે તો જે તારીખે પ્રથમ અરજી આપી તે તારીખે ફરિયાદ કરી એમ ગણાય છે. આ રીમાર્ક અપીલ ને પણ લાગુ છે. ઈ–લો-રી ૨ અલાહબાદ ૮૩૨. ૮૭૫. ઇ-લોરી ૧ અલાહબાદ. ૨૬૦—૨૩ વી-રી. ૪૪૭.

પંજાબ ચીફકોર્ટે ઠરાવ્યુંછે કે આ પારીગ્રાફના અર્થે મુજબ જે કોઇ અપીલ સીવીલ પ્રોસીજરની કલમ ૫૪૧ મૂજબ ફેંસલો તેમજ હુકમનામાની નકલ વગર આપી હોય ને અપીલ આપી ગણાય નહીં જુવો રીવાઝનું પાનું ૧૬.

"યોગ્ય અમલદાર" સીવીલ પ્રોસીજરની કલમ ૪૮. મૂજબ ફરિયાદ અરજી કોર્ટને અથવા કોર્ટ તે બાબતમાં નીમે તે અધિકારીને આ

૫વી જોઇએ ૬ મુંબઇ ૨૫૪ જજ અથવા અધિકારીના ખાનગી મુકામે ફરિયાદ અરજી આપી હોયતો આપી ગણાય નહીં. ૭ નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સ ૫.

"નાદારીમાં ફરિયાદ કરવાની પરવાનગી મળવા બાબતની અરજી" સીવીલ પ્રોસીજર કલમ ૪૧૦ જુવો. જે તારીખે અરજી આપવામાં આવી તે તારીખથી મુદત ગણાય છે. અને જે દિવસે તે અરજી મંજુર કરવામાં આવી. અને રજીષ્ટર કરવામાં આવી. તે તારીખથી મૂદત ગણાતી નથી. મારસલ પાનું ૧૭૪ અરજદારની નાદારી બાબત તપાસ ચાલતો હોય તે દરમીયાંન કોર્ટ ફી આપે અને પોતાની અરજી રજીષ્ટરમાં દાખલ કરાવે તેને પણ આ નીયમ લાગુ પડે છે. પણ તેની મુલ અરજી તેણે પ્રમાણીકપણે કરેલી હોવી જોઇએ. સ્કીનર. વી. ઓરદી ઇન્ડીયન્‌-લો-રી ૨ અલાહબાદ ૨૪૧ પ્રીવીકાઊનસીલ. ઇ-લો–રી ૨ કલકત્તા ૩૮૯.

"ઓફીસીયલ લીકવીડેટર"—સને ૧૮૮૨ નો આકટ ૬ જુવો વલી ઠરાવવામાં આવ્યું છે કે વાદી પોતાના હકને મુદત લાગી નથી એમ સાબીત કરવા માગતો હોય તો પછી ફરિયાદ કરવામાં ઢીલ થઇ તે સબબથી વાદીને દાદ નહી અપાવવા આ દેશની કોર્ટોને સત્તા નથી. રામફળસાહુ. વી. મીસરીલાલ. ૨૪ વી.રી. ૯૭. એક વખત દાવાનુ કારણ ઉત્પન થયુંતા પછી પક્ષકારો વચ્ચે કાંઇ કબુલાત થવાથી મૂદત વધી શકતી નથી. ઇસ્ટ ઇંડિયા કંપની. ઊદીચરણપાલ; પાનું ૪૩૨. ઇંડીયન અપીલ ૪૩. કીસ્તો કુમારે વી. હીરૂસીરદાર ૧૩ વી રી. ફુલબેંચ ૪૪; જાહાનદારખાંન. વી. મૂરાામતમનુ ૧ આગ્રા. ૨૪૮; લાલારામસેહોઈ. વી. દોદરાજમેતો ૨૦ વી-રી ૩૯૫; નોબન નસીયા વી. ઘોનમહમદ ઇ-લો-રી. ૫ કલકત્તા. ૮૨૦ સ્મોલ કોઝ કોર્ટ.

કોઇ ફરિયાદ ૫બનાની કોરટમાં કરવામાં આવી અને ૫બનાની કોર્ટ તે ફરિયાદનું કામ ચલાવે તેવો અખત્યાર આપવા બાબત હાઇ કોરટને અરજી કરી હાઇકોરટે તે ફરિયાદ ઢાકાની કોરટમાં મોકલી દેવા હુકમ

કર્યો અને પબનાની કોર્ટે તે ફરિયાદ ઢાકાની કોર્ટમાંમો કલી દેવાને બદલે ઢાકાની કોર્ટમાં ફરીથી આપવાને માટે ફરિયાદ અરજી પાછી આપી તેમાં ઠરાવવામાં આવ્યુ કે મુદતની ગણુતરી કરવામાં જે તારીખે પબના કોરટમાં ફરિયાદ કરવામાં આવી તે તારીખે ફરિયાદ કરવામાં આવેલી છે. ઠકરૂદીન મહમદ ઇસન ચોધરી. વી. કરીમ બક્ષચોધરી. ૧૩ વી-રી ૨૦; રામાકુમારસા. વી દુવારકાંનાથ હાજર ૫ વી-રી ૨૦૭. શ્રીસચંદરસીંગ. વી. પ્રાન ક્રીસ્ન ભુટાચારજી ૭. વીકલી રી. ૧૫૭. હીદાયત અલી. વી. મોરાજ બેગમ ૩ નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સ ૨૦૨ વીગેરે વીગેરે.

કોઇ કબજો મેલવવાની ફરીયાદમાં પ્રતીવાદી મુદતની તકરાર લીએતો વાદી પોતાનો હક સાબીત કરવાને બંધાએલો છે, એટલુજ નહીં પણ ફરીયાદ કર્યાની તારીખથી બાર વરસની અંદર દાવાનું કારણ ઉત્તપન થએલું છે. તેમ તેણે વીધી પક્ષે બતાવી આપવું જોઇએ; અને વાદી પોતાનો મજબુત હક હોય તોજ જીતે પણ પ્રતીવાદીનો નબળો હક હોયતો જીતવાનું કારણ નથી. લચોખાન. વી. ડબલ્યુ ફોલે; સધર્ન વીક. રી, પ્રકરણ ૨૪-૨૭૩; કાળી નારાયણ બોસ વી. અનંદ મોહ ગુપતા; સધર્ન વી. રી. પ્રકરણ ૨૧-૭૫ કોઇ જમે નહી કરેલી પૈસાની રકમ જુનામાં જુનું દેણુ જોકે પછી તે મુદત બહાર ગયું હોય તોપણ તે દેણાપેટે જમે પાડી સકાય પણ એવા જુના દેણા પેટે એ રકમ જમે ન કરી શકાય એવી હકીકત હોવી જોઇએ નહીં. મુનીઆપા. વી. વેનકટરાયાદુ મદ્રાસ હાઇકોર્ટ રીપોર્ટ પ્રકરણ ૬ પાનું ૩૨

---

| | |
|---|---|
| મુદત પુરી થાય ત્યારે કોર્ટ બંધ હોય તે બાબત વિષે શા ઠરાવ | **૫.** કોઇ ફરીયાદ સારૂ અથવા અપીલ સારૂ અથવા અરજી સારૂ કહેલી મુદત. જે દીવસે કોર્ટ બંધ હોય તે દીવસે પૂરી થતી હોયતો જે દીવસે કોર્ટ પાછી ઉઘડે તે દીવસે તે ફરીઆદ અથવા અપીલ અથવા અરજી કરવાનો અધિકાર છે. |
| અપીલ બાબ | અપીલ કરવાની અથવા ફેંસલાની ફરી તપાસ સારૂ |

તતથા ફરી તપાસ સારૂ કરેલી અરજી બાબત વિષે શ ઠરાવ.

અરજી કરવાની જે મૂદત કહીછે તે મુદત પછી પણ અપીલ અથવા ફેંસલાની ફરી તપાસ સારૂ અરજી હેઠળ લખેલે પ્રસંગે મંજુર કરવાનો અધિકાર છે એટલે સદરહુ મુદતની અંદર અપીલ અથવા અરજી નહી કર્યાનું પાકુ કારણ હતુઃ એવી એપેલેંટ (એટલે અપીલ કરનાર ) અથવા અરજદાર કોરટની ખાત્રી કરશે તો તે અપીલ અથવા અરજી મંજુર કરવાનો અધિકાર છે.

## ટીકા

"કહેલી મુદત" – આ શબ્દો પેહેલા તેમજ બીજા પારેગ્રાફમાં આવેછે. કલકત્તા હાઇકોર્ટની ડીવીજન બેંચે ઠરાવ્યું છેકે બીજા પારીગ્રાફમા આ શબ્દો આવેલાછે. તે આ કાયદાની કલમ ૪થી સાથે વાંચો અને તેથી આ કાયદાના બીજા પરીશીષ્ટમાં જે મુદત કહેલીછે, તેને તે લાગુ પડેછે. અને બીજા કોઇ કાયદામાં જે મૂદત કહેલી હોય તેને લાગુ પડતો નથી. ડીગંબર. વી. કાલીનાથ ઇ–લો–રી ૭ કલકત્તા ૬૫૪. ૯ કલકત્તા લો-રી ૨૬૫.

આ પારીગ્રાફ રજીસ્ટ્રેસન એકટ તેમજ બેંગોલ રેન્ટ એકટમાં જે ખાસ રીતે મૂદત કહેલી હોય તેવી ફરિયાદોને લાગુ પડે છે. એમ ઠરાવવામાં આવેલું છે; અને આ પારીગ્રાફ આંહી દાખલ કરવાનું ધોરણ એવું છે કે બીજા કાયદાએ જે મૂદત કહી હોય તે મૂદતમાં પૈસા અનામત (થાપણ) મૂકવાના કેસોને લાગુ પડે છે. ઇ-લો-રી ૨ કલકત્તા ૨૭૨; ઇ-લો–રી ૫ કલકત્તા ૯૦૬; ઈ–લો–રી ૩ અલાહબાદ ૮૫૦.

અલાહબાદ હાઇકોર્ટની ડીવીઝન બેંચે સીવીલપ્રોસીજર કોડ કલમ ૫૬૧ મુજબ સામી અપીલ દાખલ કરવામાં આ ધોરણ લાગું કરેલું છે.'બધેલીન. વી. મથુરા ઇ-લો-રી ૪. અલાહબાદ ૪૩૦.

"કોર્ટ બંધ હોય"–કોર્ટ, વેકેશન (વચમાં પડતી રજા) પછી જે દિવસે ઊઘડવી જોઇએ. તે દિવસે ઉઘડે નહીં, તો તે "બંધ" છે. એમ આ કલમના અર્થ પ્રમાણે ગણવું જોઇએ. બીસન. વી. આહમ

૬ ઇ-લો- રી ૧ અલાહબાદ ૨૬૩ મદ્રાસ હાઈકોર્ટે ઠરાવેલુ છે કે, આ કલમના અર્થ પ્રમાણે વારસીક વેકેસનમાં તેમજ તેહેવારના દીવસમાં જો કોર્ટમાં કાગળો તેમજ જવાબ વીગેરે લેવાતા હોય તો તેવે દીવસે પણ કોર્ટ ખુલી છે. નચીઆપા. વી. અયાસામી. ઈ-લો-રી ૫ મદ્રાસ ૧૮૯.

બીજો પારીગ્રાફ સન ૧૮૫૯ ના આકટ ૮ મા ની કલમ ૩૩૩-૩૭૭ ને મળતો છે. અને તે ફકત અપીલ અને ફેંસલાના રીવ્યુંની અરજીઓને લાગુ છે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું. ૫૧૪.

સીવીલ પ્રોસીજરની કલમ ૫૬૧ મુજબ સામી ફરિયાદની નોટીસ આપવાને લાગુ પડતો નથી. કાળી વી. મંગોલા ઈ-લો-રી ૯ કલકત્તા ૬૩૧ તેમજ નાદારીમાં અપીલ કરવાની પરવાનગી મલવાની અરજી કરવાને લાગુ નથી. લક્ષ્મી વી- અનંત ઈ-લો-રી ૨૦ મદ્રાસ ૨૩૦; રકમ ૧૭૧ અને ૧૭૧ બ ની અરજીઓને લાગુ નથી, બનોદ વી. સારથ ૧૦ કલકત્તા લો-રી ૪૪૯-૪૫૧; રાંમશંકર ૩ કલકત્તા લો-રી ૪૪૦ ૪૪૨; તેમજ રાણી સરકારને અપીલ કરવાની પરવાનગી મળવાની અરજીને લાગુ નથી. જવાહીર વી. નારાયણ ઇ-લો-રી ૧ અલાહબાદ ૬૪૪ આ પારીગ્રાફ ફરિયાદોને લાગુ પડતો નથી. ટાગોરના મૂદતના કાયદાના નિબંધનુ પાનું ૫૧૪ કોઇ ફરિયાદ કાયદાએ જે મૂદત કહી હોય તે મુદત વીતીગયા પછી ઢીલ થવાનું પુરતુ કારણ હતું. એમ કોર્ટ માને તોપણ તે દાખલ કરવાને કોર્ટને સત્તા નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૫૧૪.

"પુરતું કારણ વગેરે" સન ૧૮૮૨ ના આકટ ૧૪ ની કલમ ૩૬૮ ના છેલા પારીગ્રાફમાં આવું વાક્ય વાપરવામાં આવેલું છે. બેનોદ વી. સરાત ૧૦ કલકત્તા લો રી ૪૪૯-૪૫૩ જ્યાંસુધી કાયદાની બાબતનું પુરતું કારણ કોર્ટને બતાવવામાં આવે નહીં. ત્યાં સુધી તે સંબંધી કોર્ટને કંઈ કરવા સત્તા નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૫૧૪ વાદીના વકીલની ખસુસ રીતે ભુલ જણાયા પછી જેમ બને તેમ તુરત અરજીથી જોહેર ન કર્યું-

હોયતો તે પુરતું કારણ નથી. કલકત્તાની કારપોરેશન. વી. આનડરસન ઇ-લો-રી ૧૦ કલકત્તા ૪૪૫ ફકત મુદતની ગણુતરીમાં ભુલ હોય તો તે પણ સાધારણ રીતે પુરતું કારણ નથી. ઝઇબુલનઇશા. વી. કુલ શમ ઇ-લો-રી ૧ અલાહબાદ ૨૫૦.

ઠરાવ કર્યાની તારીખથી ૧૫ દિવસની મુદતમાં ડીષ્ટીકટ કોર્ટમાં અપેલેન્ટના મંદવાડના સબબથી અપીલ દાખલ થઇ શકી. નહીં એ ટલે તે મંદવાડનો શબબ પણ પુરતું કારણ નથી. મઝુમ. વી. પનચુ. ૧ વી-રી પરચુરણ ૨૩ મુખત્યારની મંદગીનો સબબ પુરતો ગણી- એ તો ગણી સકાય. ૯ મૂર, ૨૬ મુળ ફરિયાદનો ઠરાવ થયો તે વખતે કાયદાનું જે ધોરણ ચાલતું તે ધોરણ ફુલબેંચના ઠરાવથી અ- થવા પ્રીવીકાઊનસીલના રૂલીંગથી બદલાઈ ગયું હોય તે સબબથી ઢીલ કરવી તે પણ પુરતુ કારણ નથી. મકન વી. માનચંદ ૫ મુંબઇ ૧૦૭ માધો વી. રૂકમન ઇ-લો-રી ૨ અલાહબાદ ૨૮૧; ૯ વી-રી ૧૮૧ ફુલબેંચ; ૧૮ વી-રી ૩૧૭; ૧૯ વીકલી. રી. ૧૮૯.

અપેલેન્ટે પોતાની અપીલ પાછી ખેંચી લીધી તે સબબથી રેસ્પોડેન્ટ પોતાની સામી તકરાર લેતો બંધ પડે તો તે હકીકત અ- પીલ દાખલ કરવાને જે મુદત. કહેલી છે તે મુદત વીતીગયા પછી સામી અપીલ દાખલ કરવાનું પુરતું કારણ નથી. સુરભાઇ વી રઘુ- નાથજી ૧૦ મુંબઇ ૩૯૭.

મુલકીનના રેકરડરના હુકમનામા ઉપર સરકારને હાઈકોર્ટમાં અપી લ કરવાની છે. આવા કામમાં સ્થાનીક સરકારની ફરજ છે કે, સેક્રેટરી ઓફ સ્ટેટ તેમજ હિંદુસ્તાનની સરકારના કાયદાના હીમાય- તીને ખબર આપવી જોઇએ. અને તે મુજબ સ્થાનીક સરકારે તાર થી ખબર આપ્યા પણ તાર રસ્તામાં દસ દીવસ રોકાણો અને તે- થી સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી અપીલ કરવામાં બાર દીવસની ઢીલ થઇ તોપણ તે પુરતું કારણ છે એમ ગણી અપીલ દાખલ કરી. ૧૩ વી. રી. ૨૪૫.

રીવ્યુની અરજી જો યોગ્ય વખતમાં કરી હોય અને યોગ્ય તતપર- તાથી કામ ચલાવ્યુ હોય તો યોગ્ય મુદતમાં અપીલ દાખલ નહીં

કર્યાનું અપેલેન્ટને પુરતું કારણ છે. જો રીવ્યુની અરજીનું કામ ચાલી નીવેડો થાય કે તરતજ તેણે અપીલ કરી હોય તોજ. કુલર. વી. જીવણ ૨૨ વી. રી. ૭૯. પણ રીવ્યુ બાબત અરજી કરવામાં ફક્ત અપીલ ચાલે છે તે સબબથી ઢીલ કરવી. તે પુરતું કારણ નથી; ફેંસલાની શું અસર થાય, તે બાબતનું અજ્ઞાનપણું ઢીલ થવાનું પુરતું કારણ નથી. ગુલામ. વી સૈયદ ઈન્લો ૮ મુબઈ ૨૬૦ ઇ-લો-રી–૭ મદ્રાસ. ૫૮૪.

શીવીલપ્રોસીજર કોડની કલમ ૬૨૨ મૂજબ રીવીઝન (ફરી તપાસ)ની અરજી ચાલતી હોય અથવા કલમ ૧૪ માં કહેલી હકિકત મુજબ જે કોર્ટમાં અપીલ કરવી જોઇએ. તેથી જુદી કોર્ટમાં અપીલ કરી હોય, તે ઢીલ કર્યાનું પુરતું કારણ ગણી શકાય. બળવંત. વી. ગુમાની. ઇ–લો-રી. ૫ અલાહબાદ. ૫૯૧. બાની. વી. હરણ–૨૪ વીકલી. રી- ૪૦૫–૪૦૬.

અપીલ દાખલ કર્યાનો એક તરફી હુકમ કર્યો હોય તો અપીલની સુનાવણી વખતે ઢીલ કર્યાનું પુરતુ કારણ બતાવવામાં ન આવે તો તે હુકમ રદ કરી શકાય. સેક્રેટરીઓફસ્ટેટ વી. મુતુસ્વામી. ૧૩ વી.રી. ૨૪૫. દુબે. વી. ગનેસી. ઇ-લો–રી ૧ અલાહબાદ. ૩૪; રામે વી. બ્રાઉટન ઇ-લો-રી- ૧૦ કલકત્તા ૬૫૨. ૬૫૯. પણ અપીલ દાખલ કર્યા પછી જો તે નીચલી કોર્ટમાં તપાસ કરવા માટે ટ્રાંન્સફર કરવામાં આવી હોય તો તે નીચલી કોરટથી દાખલ કર્યાના હુકમથી કાંઇ વચે આવી શકાતું નથી. જોતી. વી. ઉમેસ. ઇ-લો-રી.૫ કલકત્તા. ૧ તેમ છતાં પણ બીજી અપીલમાં હાઇકોરટ તે હુકમ રદ કરી શકે. ચંદર. વી. ઓસુન ઇ-લો રી ૮ કલકત્તા ૨૫૧ અપીલ દાખલ કરવામાં અયોગ્ય અને અણઘટતી મુખત્યારી કોર્ટ વાપરે તો કાયદા પ્રમાણે તે એવું ગેર સીરસ્તાપણું ગણાય કે જે બીજી અથવા સ્પેશીઅલ અપીલ કરવાનું કારણ બને છે. ઇ-લો–રી ૮ કલકત્તા ૨૫૧ પુરતા કારણ સિવાય કેટલી મૂદત વીતી ગયા પછી રીવ્યુ અરજી દાખલ કરવાનો હુકમ કર્યો હોય તો તેપણ અપીલમાં રદ થઇ શકે; લખમણ. વી તીરબાની. ૧૪ એંગ્લો લો–રી ૩૭૩. પ્રીવીકાઉનસીલ.

પણ જો ડીસ્ટ્રીક્ટ કોર્ટ યોગ્ય તજવીજ અને લક્ષ આપ્યા પછી વ્યાજબી રીતે અપીલ દાખલ કરવામાં ડાહાપણ વાપર્યું હોયતો પછી હાઇ કોર્ટ તેમાં વચે પડીશકે નહીં. જો કે પછી હાઇકોર્ટ તેથી ઉલટી રીતે ઠરાવ કરત તોપણ. રણછોડજી. વી. લલુ ઇ–લો-રી ૬ મુંબઇ ૩૦૪ પણ જો નીચલી કોરટ કંઇજ ડાહાપણ વાપર્યું ન હોય અથવા કાંઇ કાયદેસર પુરાવો લીધો નહોય. અથવા ખુલી રીતે હઠીલાઇથી અથવા ગેરવાજબીપણે કામ કર્યું હોયતો હાઇકોર્ટ વચે પડી શકે છે. રણછોડજી. વી. લલુ ઈ–લો-રી ૬ મુંબઈ ૩૦૮

પ્રીડોક્ષ, વી. વેબરના, કામમાં ઠરાવ કરવામાં આવ્યો છે કે વાદીના દાવાને ૬ વરસની મુદત હતી. છ વરસના છેવટના ભાગમાં હુલડના સબબથી કોરટો બંધ રહેતી. અને તે સબબથી વાદીને દાવો કરવાનું બની શકે તેમ હતું નહીં. તોપણ તેના દાવાને મુદતનો પ્રતીબંધ ગણવામાં આવ્યો. ડબરી અને બોસાન કવેટ પાનું ૧૭ જુઓ સાથેનું રજુ રાખેલુ કોટક.



મુદતના વિશેષ તથા સ્થળ વિશેષના કાયદા.

**૬.** બ્રિટિશ ઇંડયામાં હાલ અમલમાં હોય તેવા અથવા આગળ અમલમાં આવનારા કાંઇ વિશેષ અથવા સ્થળ વિશેષના કાયદામાં કોઇ ફરીયાદ સારૂ અથવા અપીલ સારૂ અથવા અરજી સારૂ મુદત ખસુસ ઠરાવી હોય ત્યારે સદરહુ પ્રમાણે ઠરાવેલી મુદતમાં આ આકટના કોઇ ઠરાવ ઊપરથી બાધ આવેછે અથવા ફેરફાર થાય છે એમ સમજવું નહી.

## ટીકા

આ કાયદામાં જે વીશેષ ઠરાવ અને અપવાદ લખેલાછે. તે મુદત બાબતના સ્થાનીક અથવા વિશેષ કાયદા પ્રમાણે કરેલી ફરીયાદો, અપીલો. તેમજ અરજીઓને લાગુ છે. એમ ધારા બાંધનારીસભાએ ધાર્યું હોય એમ જણાયછે. તેથી કરીને આ કાયદાની કલ

મ ૫ માં જે વિશેષ ઠરાવ (જે દીવસે કોર્ટ બંધ હોય તે દીવસે મુદત પુરી થતી હોય તે બાબત) છે. તે સન ૧૮૬૯ ના આકટ ૮ પ્રમાણે કરેલી ફરિયાદોને લાગુ છે. ગોપાળચંદ વી. કીસ્તોચંદર ઇ–લો-રી ૫ કલકત્તા ૫૧૪ ખુશીલાલ. વા, ગણેસદત્ત ઇ–લો-રી ૭ કલકત્તા ૬૯૦; તેમજ સન ૧૮૭૭ ના આકટ ૩ જે કે રજીસ્ટ્રેશન બાબતનો છે તે કાયદાની કલમ ૭૭ મુજબ કરેલી ફરિયાદોને પણ લાગુ પાડેલો છે. ની જાબતુલ્લા વી. વજીરઅલ્લી ૧૦ કલકત્તા લો-રી ૩૩૩ તેજ માફક આ કાયદાની કલમ ૧૨ નો વિશેષ ઠરાવ (હુકમનામાની નકલ મેળવામાં જે મુદત જાય તે બાદ કરવી જોઇએ વીગેરે) તેમજ કલમ ૧૯ નો વિશેષ ઠરાવ (જવાબદારીનો અંગીકરણ કરવા બાબત) તે સન ૧૮૬૯ ના આકટ ૮ મુજબ કરેલી ફરિયાદો તેમજ અરજીઓને લાગુ કરવામાં આવેલો છે, બીહારીલાલ વી. મંગુલાનાથ ઈ-લો-રી ૫ કલકત્તા ૧૧૦; પરબતીનાથ. વી. તેજમોય ઇ-લો-રી ૫ કલકત્તા ૩૦૩ તેમજ આ કાયદાની કલમ ૧૪ ના વિશેષ ઠરાવો હાલમાં તાજેતર રજીસ્ટર ના ધારા મુજબ કરેલી ફરિયાદોને લાગુ કરેલા છે. ખેતર વી. દીનબાશી ઇ-લો-રી ૧૦ કલકત્તા ૨૬૫ વળી આ કાયાદાની કલમ ૧ લી માં સ્પષ્ટ રીતે કહેલુ છે કે કલમ ૨થી ૨૫ સુધી ખાસ બે વિશેષ કાયદા જે કે સન ૧૮૬૯ નો આકટ ૪ થો અને સને ૧૮૩૧ ના આકટ ૬ઠાને લાગું નથી, આ ઉપરથી પણ જણાયછે કે બીજા વિશેષ કાયદા મુજબ કરેલી ફરિયાદોને જેટલે સુધી બને તેટલે સુધી આ કાયદાની કલમો લાગુ પાડવી એમ ધારા• બાંધનારી સભાનો ઈરાદો છે. રામરાવ. વી. વેનકેટીશા ઇ-લો-રી ૫ મદ્રાસ ૧૭૧

ફુલબેંચ.

ખાસ રીતે જણાવવામાં આવે છે કે પર મુલકનો મુદતનો કાયદો બ્રીટીશ ઈંડિયાની કોર્ટોમાં લાગુ પડતો નથી, પછી ગમેતો કોઈ કરાર પારકા રાજ્યની કોર્ટમાં થઓ હોય. તેની ચીંત્તા નહીં; પણ તે કાયદાથી તે કરાર રદ થયો હોય. તેમજ તે કાયદામાં જે મુદત કહેલી હોય, તે મુદત સુધી પક્ષકારો ત્યાંની સ્થાઇક વસ્તી થએલી હોવી જોઇએ તોજ તે કાયદો લાગુ પડે ટાગોરના છે.મૂદતંના

નિબંધનુ પાનું ૨૩૦

પણ કલમ ૪ અને ૭ ના ઠરાવો જે ખાસ રીતે બીજા પરીસી ષ્ટને લાગુ પડેલા છે તે. પરિશિષ્ટ સીવાય બીજા કાયદામાં જે મુદત ખાશરીતે કોઇ કામોમાં કહી હોય તેને લાગુ પડતા નથી, ટાગોરના મુદતના કાયદાના નિબંધનુ પાનું ૫૧૬.

---

કાયદાસર ના લાયકી.

૭. ફરીયાદ કરવાનો ( અથવા અરજી કરવાનો ) હક્ક હોય તે માણસ ( જે વખતથી મુદત ગણવાની હોય તે ) વખતે સગીર ( ન્હાની ઉમરનું ) અથવા ચળી ગયલું અથવા દિવાનું હોય તો હેઠળ લખેલી મુદતમાં તેને ફરીયાદ અથવા અરજી કરવાનો અધિકાર છે. એટલે આ આકટને જોડેલ ૨.જા પરિશીષ્ટના ૩.જા આસનમાં કહેલા વખતથી ( જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવત ) તેટલી તે 'નાલાયકી-દુર થયા પછીની મુદતમાં ફરિયાદ અથવા અરજી કરવાનો તેને અધિકાર છે.

જ વખતથી મુદત ગણવાની હોય તે વખતે તેને સદરહુ પ્રકારની બે ના લાયકી હોય ત્યારે ( અથવા તેની ના લાયકી દુર થયાની અગાઉ તેને બીજી ના લાયકી આવી હોય ત્યારે તેને હેઠળ-લખેલી મુદતમાં ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો અધિકાર છે એટલે ઠરાવેલા વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં-આવત તેટલી ) તે બેઉ નાલાયકી દુર થયા પછીની મુદતમાં ફરીયાદ કરવાનો ( અથવા અરજી કરવાનો ) તેને અધિકાર છે.

તેની નાલાયકી તેના મરણ સુધી ચાલુ રહે ત્યારે તેના કાયદાસર વારસ વકીલને હેઠળ લખેલી મુદતમાં ફરિયાદ કરવાનો (અથવા અરજી કરવાનો ) અધિકાર છે એટલે સદરહુ પ્રમાણે ઠરાવેલી વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવી હોત તેટલી

તેના મરણ પછીની મુદતમાં ફરીયાદ કરવાનો અથવા અરજી કરવા નો અધિકાર તેના કાયદાસર વારસ વકીલને છે.

( મરણુની તારીખે સદરહું પ્રકારના વારસ વકીલને સદરહું પ્રકારની કાંઇ નાલાયકી હોય ત્યારે આ કલમના પેહેલા બે પારેગ્રાફની કાનુન લાગુ થશે : )——

(અગ્રક્રપાધિકારના હક્ક અમલમાં લાવવા બાબતની ફરિયાદીને આ કલમના કોઈ ઠરાવ લગુ નથી અથવા) નાલાયકી દુર થયા પછી અથવા જે માણુસને નાલાયકી હતી તે માણુસ મરણ પામ્યો, ત્યારથી જે મુદતમાં ફરિયાદ કરવી જોઇએ (અથવા અરજી કરવી જોઈએ) તે મુદત આ કલમના કોઇ ઠરાવ ઉપરથી ત્રણ વરસ કરતાં કાંઇ વધેછે એવું સમજવું નહીં.

દ્રષ્ટાંતો

(अ) હોડીના ભાડા બાબત ફરિયાદ કરવાનો હક્ક अ ને તે ન્હાની ઉમરનો હતો ત્યારે તેને પ્રાપ્ત થાય છે. સદરહુ પ્રમાણે હક્ક પ્રાપ્ત થયા પછી ચાર વરસે તે ઊમરમાં આવે છે પોતે ઉંમરમાં આવ્યાની તારીખથી અને ત્રણ વર્ષની અંદર ગમે તે વખતે પોતાની ફરિયાદ કરવાનો અધિકાર છે.

(ब) મ્રુતલેખાપિતદાન બાબત ફરિયાદ કરવાનો હક્ક अ ન્હાની ઉમરનો હતો ત્યારે તેને પ્રાપ્ત થયો છે. તે હક્ક પ્રાપ્ત થયા પછી અગીયાર વર્ષે તે પુખ્ત ઉમરનો થાયછે. अ ને સામાન્ય કાયદા પ્રમાણે ફરિયાદ કરવા સારૂ એક વર્ષ માત્ર રહ્યું છે પણ આ કલમ પ્રમાણે તેને બીજાં બે વર્ષ આપવામાં આવસે તે પુખ્ત ઊંમરમાં આવ્યાની તારીખથી જે મુદતમાં તેને ફરિયાદ કરવાનો અધિકારછે તે મુદત કૂલ એકંદર ત્રણ વર્ષની આ પ્રમાણે થાય છે.

(क) ( ક ન્હાની ઉમરનો છે ને તેને ફરિયાદ કરવાનો હક્ક પ્રાપ્ત થાય છે તે હક્ક પ્રાપ્ત થયા પછી અને ન્હાની ઊંમરનો હતો ત્યારે જ તે ગાંડો થાયછે. જે તારીખે ક નું ગાંડાપણું જાયછે તથા ન્હાની ઊમર પુરી થાયછે તે તારીખથી તેની ફરિયાદ કરવાની મુદત શરૂ થાયછે.)

(ક) (અ. ન્હાની ઊમરનો છે ને તેને ફરિયાદ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે પુખ્ત ઊમરનો થયાની અગાઉ તે મરણ પામે છે તથા તેનો સ્થાનાપન્ન તેનો ન્હાની ઊમરનો છોકરો ય થાયછે ય. પુખ્ત-ઊમરનો થયાની તારીખથી તેની ફરિયાદ કરવાની મુદત શરૂ થાય છે.)

(ई) વંશપરંપરાનો હુદો મળવા સારૂ ફરિયાદ કરવાનો હક અ. ને પ્રાપ્ત થાયછે તે તે વખતે ગાંડો છે. તે હક પ્રાપ્ત થયા પછી છ વર્ષે અ. ગાંડો હતો તે સાજો થઇને ઠેકાણે આવેછે અ. નું ગાંડાપણું ગયાની તારીખથી જે મુદતમાં તે ફરિયાદ કરી શકે છે તે મુદત સાધારણ કાયદા ઉપરથી તેને છ વર્ષની છે. તે મૂદત આ કલમ ઉપરથી વધતી નથી.

(फ) ખેડુતની પાસેથી કબજો મળવા સારૂ જમીનદાર તરીકે ફરિયાદ કરવાનો હક અ ને પ્રાપ્ત થાય છે. તે દિવાનો છે, હક પ્રાપ્ત થયા. પછી અ ત્રણ વરસે મરણ પામે છે અને મરણની તારીખ સુધી તેનું દિવાનાપણું રહેછે. અ. ના મરણની તારીખથી જે મુદતમાં અ. ના હક સંબંધનો વારસ વકીલ ફરિયાદ કરી શકે છે. તે મૂદત સાધારણ કાયદા ઉપરથી તેને નવ વરસની છે. તે મૂદત ( વારસ વકીલની પાસે વારસ વકીલપણું આવ્યું ત્યારે તે ખુદ નાલાયકીમાં નહી હોય તો) આ કલમ ઉપરથી વધતી નથી.

---

## ટીકા

આ કલમ સન ૧૮૫૯ ના આક્ટ ૧૪ ની કલમ ૧૧. ૧૨. ને-મળતી છે. અપવાદ વાળી હકીકતો પૈકી નીચે બતાવ્યા મુખ્ય હકીકતો-ઘણીજ જરૂરની છે કે જેમાં કહેલી મૂદત પ્રત્યક્ષ રીતે વધે છે અથવા ચાલતી મૂદતનો અટકાવ કરીને મુલતવી રાખીને અથવા ખાડો પાડીને પરોક્ષ રીતે મુદત વધે છે. જુઓ ટાગોરના મુદતના નિબંધનું પાનું. ૨૪૫-૪૬

૧. કહેલી મુદતના છેવટ ભાગમાં કોર્ટ બંધ હતી ( ગમે તો તહે-

ગારના સબબથી અથવા કોઇ કામ કરવાના દીવસે ) તે સબ-બથી મુદત વધેછે આંહી જે દીવસે કોર્ટ ઉઘડે તે દીવસ સુધી-મુદત પ્રત્યક્ષ રીતે વધે છે. જુઓ કલમ ૫

૨. વાદીની કાયદેસર ના લાયકી ( સગીર ચળી ગએલુ. દીવાના પણું ) આવા કેશોમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી મુદતનો અમલ બંધ ર-હેછે. જુઓ કલમ. ૭-૮

૩. બ્રીટીશ ઇંડયામાંથી પ્રતીવાદીનું ગેરહાજરી પણું. આંહી પ્રતી વાદી જ્યાં સુધી ગેરહાજર રહે ત્યાં સુધી મૂદતનો અમલ વેહે વારીક રીતે મૂલતવી રહેછે. જુઓ કલમ. ૧૩

૪. જે કોરટને હકુમત ન હોય તે કોરટમાં વાદીએ પ્રમાણીક પણે પ્રતીવાદી ઉપર ફોકટ રીતે કામ ચલાવ્યું હોય આંહી જ્યાં સુધી કાંમ ચાલુ હોય ત્યાં સૂધી મુદતનો અમલ વ્યવહારીક રીતે મુલતવી રહેછે. જુઓ કલમ. ૧૪.

૫. વાદીનો ફરીયાદ વગેરે કરવાનો હક પ્રતીવાદીએ કપટથી સંતાડયો હોય. આંહી કપટના કારણથી મૂદતનો અમલ બંધ રહેછે. જુઓ કલમ ૧૮

૬. પ્રતીવાદી અગર તેનો એજંટ જવાબદારીનો લખીતવાર અંગી કરણ કરે આંહી અંગીકરણ કરવાથી મુદતના અમલમાં ખાડો પડે છે. અને જે તારીખે અંગીકરણ કરવામાં આવ્યું તે તારીખથી ફરીને મૂદત ચાલુ થાય છે. જુવો કલમ ૧૯-૨૧.

૭. પ્રતીવાદી અગર તેનો એજંટ વ્યાજ અથવા મૂદલનો કાંઇ ભાગ આપે આંહી પણ તે પ્રમાણે આપવાથી મુદતમાં ખાડો પડે છે અને વાદીને નવી મુદત મળે છે. જુવો કલમ. ૨૦-૨૧

અપવાદ પેહેલો-ફરીયાદ અપીલ અથવા અરજીની મૂદતને લાગુ પ ડે છે. અપવાદ બીજો, ચોથો, પાંચમો, છઠો, અને કદાચ, સાતમો. ફરીયાદો તેમજ અરજીઓની મુદતને લાગુ છે. અપવાદ ત્રી જો. ફકત ફરીયાદોની મૂદતને લાગુ છે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૪૫-૨૪૬ કોઇ અપવાદ વાળી હકીકતના સબબથી વાદીને લાંબી મૂદત મળતી હોયતો અપવાદ વાળી કલમ વાદીને

લાગુ પડતી નથી જેમકે કોઇ વાદીનો ગીરાસનો કબજો તે ૧૩ વર સની ઉમરનો હતો ત્યારે લેઈ લેવામાં આવ્યો હતો, અને તે ૫ વરસ પછી પુખ્ત ઉમરનો થાય છે, કબજો લઇ લીધો, તે તારીખથી બાર વરસમાં (તે ૨૫ વરસની ઉમરમાં થાય ત્યાં સુધી) પોતાનો ગીરાસ પાછો લેવાની ફરીયાદ તે કરી શકે અને આ કલમ મુજબ તે પુખ્ત ઉમરનો થાય તે વખતથી ફક્ત ૩ વરસમાં ફરીયાદ કરવાની મુદત મળે છે જેથી આ કલમ તેને લાગુ નથી. વાદીને આ કલમના ઠરાવનો લાભ લેવા જરૂર રહેતી નથી. તેમ પ્રતીવાદી તેને તેમ કરવા ( લાભ લેવા ) ફરજ પાડી શકતો નથી. કાલીદાસ. વી- બીહારી. ૨ વી. રી. ૩૦૫, રાધા મોહન. વી. મોહેસ ૭ વી. રી, ૪. તેમજ પૈસા ધીરવામાં આવ્યા હોય અને તેનું વ્યાજ આપવામાં આવે અને મુદલ રકમ આપવાની હજી મુદત થઇ ન હોયતો, જે તારીખે તે મુદત થાય તે તારીખથી સાધારણ જે મુદત કહી હોય તે મુદતમાં ફરીયાદ કરવાને લેણદારને અટકાયત થસે નહી, ફક્ત આવી જાતોના કેસોમાં કાયદાએ જે સાધારણ મુદત કહીં હોય તે અપવાદ વાળી હકીકત હોવાના સબબથી વધી શકતી નથી ટાગોરના મુદતના નિબંધનું પાનું ૨૪૫.

નોટ

હવે જે ઉપર મુજબ ૭ અપવાદ બતાવ્યા તેના કારણો નીચે મુજબ છે.

પહેલો અપવાદ છે તે કામના કોઇ પણ પક્ષકારોના કૃત્યથી બનતો નથી. બીજો અપવાદ છે તે વાદી ( કામ ચલાવનાર છે તે પક્ષકાર)ની ના ખુશી થએલ ના લાયકીના સંબંધથી છે.

ત્રીજો અપવાદ બ્રીટીશ ઇંડીયામાંથી પ્રતીવાદી ( જેના ઉપર ફરીયાદ કરવાની છે તે પક્ષકાર ) ની ગેરહાજરીના સબબથી છે. પછી તે ગેરહાજરી પણ ખુશીથી અગર ના ખુશીથી થયું હોય તેમજ તે મુદત શરૂઆતમાં અગર કોઇ પણ વખતે થયું હોય. નારણ. વી. મગનીરામ. ઇ-લો-રી, ૬ મુબઇ. ૧૦૩. બીક. વી. ડેવીસ. ઇ-લો-રી ૪ અલ્હાબાદ. પાનું. ૫૩૦

**ચોથો, પાંચમો, છઠો, અને સાતમો, અપવાદ પક્ષકારો પૈકી** એક પક્ષકારના અમુક ખુશીના કૃત્યોથી થાય છે ચોથો, વાદી યોગ્ય તતપરતા બતાવી કૃત્ય કરે તેને લાગુ છે પાંચમો પ્રતીવાદીના કૃત્યોથી જેથી તેના ઉપર કામ ચલાવવાને વાદી અટકે; તેમજ છઠો અને સાતમો પ્રતીવાદીના કૃત્યોથી કે જેથી મુદત વીતી જવાથી નહીં સરખા જેવી અસર થઇ હોય તે અસર પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે પોતાની જવાબદારી હજી છે, એમ બતાવીને ખસેડેછે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૨૮૭

જો કોઈ સખસ જે વખતે મુદત તેના ઉપર ચાલુ થઇ તે વખતે દાવો કરવાને હકદાર હોય તો પછીથી કોઇ વધારે હકવાળો દાવો રાખનારનો જન્મ થાય તો પણ તેને (જન્મેલા દાવો રાખનારને) તેની સગીરતાના કારણથી વધારે મુદત મળી શકતી નથી જે શખશ આ અપવાદનો લાભ લેવા દાવો રાખતો હોય તે સખસ જે વખતે મુદત ચાલુ થાય તે વખતે હયાત હોવો જોઈએ સીધી સર. વી. સોમચંદ ૨૩ વી, રી ૨૮૫; ભરીનો મોઇ વી, ભુબનમોહી ૨૩ વી રી ૪૨—૪૪ જેમકે કોઇ હીંદુ પોતાની પછવાડે પોતાની મા બેન અને કાકાનો દીકરો મૂકી મરી જાય છે અને મરનારની મીલકત તેની મા કાકાના દીકરાને આપે છે. તો રકમ ૧૨૫ પ્રમાણે, મુદત કાકાના દીકરા વીરૂદ્ધ ચાલુ થાય છે; આ પ્રમાણે મીલકત કાકાના દીકરાને આપ્યા પછી બેનને દીકરાનો જનમ થાય છે; તો તે દીકરો (બેનનો દીકરો) પોતાનીના લાયકીના સબબથી જો કે તેના લાયકી તેનો જન્મ થયો ત્યારથી છે. તો પણ જે મીલકત કાકાના દીકરાને આપી દીધી છે તેની ફરીયાદમાં તે ના લાયકીના સબબથી; વધારે મૂદતનો લાભ તેને મળી શકતો નથી. તો પણ બેનનો દીકરો માના મરણ પછી રકમ ૧૪૧ મુજબ કબજો મળવા બાબત ફરીયાદ કરવાને હકદાર છે જુવો ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું. ૨૫૫. **જો પ્રતીવાદી અથવા જે પક્ષકાર ઉપર ફરીયાદ કરવાની છે. બે પક્ષકાર કાયદેસર ના લાયક હોયતો તેઓની બાબતમાં મુ-**

દત વધતી નથી, કારણ એવા પક્ષકાર ઉપર ફરીયાદ કરવાને વા દીને બંધ રહેવાનું કાંઇ કારણ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું. ૨૫૬.

અરજદાર ના લાયક હોવાનાં સબબથી અપીલ કરવાની મૂદત વધતી નથી. સેખ ખુદાબક્ષ. વી. બદ્રીનારાયણ ૮ કલકત્તા. લો-રી ૩૦૬; ૩૦૮

સગીર, ચળીગએલ. અથવા દીવાના માણસને તેઓની ના લાયકી બંધ થાય ત્યાંસુધીમાં ફરિયાદ (તેઓના ઇસ્ટ મીત્રથી) કરવાને અટકાયત છે. એમ સમજવું નહીં. નાલાયક સખસનો ઇસ્ટ મીત્ર ના લાયકી ચાલતી હોય તે દરમીયાંન કોઇપણ વખતે પછે ફરિયાદ કરવાને સાધારણ મૂદત ગઇ હોય કે નહીં તોપણ ફરિયાદ કરી શકેછે. ફુલબાસ. વી. લાલાજોગેસર. ૨૫ વી-રી ૨૮૫ પ્રાંવીકાઊનસીલ. (સ્મોલ કોઝ કોર્ટ) ઇ લો-રી ૧ કલકત્તા ૨૨૬, બેનીંગ પાનું ૮૩.

ના લાયકી વાળા સખસોના લાભમાં કાયદાએ જે ઠરાવો અને અપવાદો કરેલા છે તે તેજ સખશોને લાગુ પડેછે. અને તેઓના જાતના હક છે અને તેથી ના લાયક સખસના હક તેમજ મીલકતને તે ઠરાવ અથવા અપવાદ લાગુ પડતા નથી. આવા ના લાયક સખસો કાયદાની સાધારણ મૂદતને તાબે નથી. તેમ ઠરાવવાનું કારણ કે કાયદો માનેછે કે, તેઓ ફરિયાદ કરવાને અથવા બીજી રીતે પોતાનો વહીવટ ચલાવવાને, વ્યાજબી અભિપ્રાય બાંધવાને. તેઓ ના લાયકછે. રૂદ્રાકંથ. વી, નોબો કીસોર ઇ-લો-રી ૯ કલકત્તા ૬૬૩. ફુલબેંચ તેઓની નાલાયકી તેઓ મરે ત્યાંસુધી ચાલુ હોય અને તેઓનો હક સાબીત કરવાને તેઓને પ્રસંગ ન મળેલો હોય. તોજ તેઓના કાયદેસર વારસો કાયદાએ જે ખાસ રીતે મુદતનો લાભ આપેલો છે તે લેવાનો દાવો તેઓ કરી શકે છે, તેથી જણાવવુ જોઇએ કે કોઇ સખસને નાલાયકી બંધ પાડયા પછી ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય અને બીજે દિવસે તે મરી જાય તો તેનો દીકરો અગર બીજો કાયદેસર વારસ (જો પછી તે ના લાયક હોય તોપણ) આ અપવાદનો દાવો કરી શકે નહીં. આવે વખતે તે કાયદેસર વારસે (ના લાયક હો-

મ તોપણ કાયદાએ જે સાધારણ મૂદત કહેલી છે તે મુદતની દરમીઆં ન ફરિયાદ કરવી જોઇએ. મરનારની નાલાયકી બંધ પડે ત્યારથી ત્રણ વરસ કાયદાએ જે Grace (મેહેરબાની) ના આપ્યા છે તેનો લાભ પણ તેને મળી શકતો નથી. જુવો ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૨૬૨ અને તેની નોટ.

આ કલમ પરીશીષ્ટમાં કહેલી તમામ અરજીઓને લાગું પડેછે. જો કે હુકમનામાની ફરી તપાસની અરજીઓને તેમજ ફરિયાદનું અગર બીજું કામ ચાલતાની દરમીયાંન કરેલી અરજીઓને આ કલમ લાગું પડવાથી ઘણીજ અડચણ આવી પડે તેમ છે. પણ કાયદાનો નીયમ એવો છે કે એ અપવાદો અવસ્ય લાગુ કરવા જોઇએ. લો-રી ૧૭ ઇક્વીટી ૭૪; બેનીંગ પાનુ ૮૧ અને તેથી અપવાદના શબ્દોની ભાષા ઉપર પુરતુ લક્ષ આપવા કોર્ટ બંધાએલી છે. મહમદ. વી. કલારા, ર નોર્થવેસ્ટર્ન પ્રોવીન્સ ૧૭૩.

આ કલમ બજાવણી અરજીઓને પણ લાગું છે એક વાદીએ પોતાની સગીર ઉમરમાં હુકમનામુ મેળવેલું છે. તે વાદીની જો મરજી હોયતો તો હુકમનામું પોતાની સગીર ઉમરમાં પોતાના વાલી મારફત બજાવવા અરજી આપે. અથવા તેની સગીર ઉમર બંધ પડે ત્યાં સુધી તે હુકમનામું બજાવવા બંધ રાખી શકે; તે સગીર પોતાના વાલી મારફત હુકમનામું બજાવવાની બે અથવા વધારે અરજીઓ. પછી મુદતની ગમે તેટલે આંતરે આપે પણ તે શધળી અરજીઓ તેની સગીર ઊમરમાં આપેલી હોવી જોઇએ તો તે કારણથી તેની સગીર ઊમર બંધ પડતી નથી. મન મોહન. વી ગંગા: ઇ-લો-રી ૯ કલકત્તા૧૮૧, જગજીવંન. વી. હસન ઈ-લો-રી ૭ મુંબઇ ૧૭૯, અનંતરામ આયર. વી, કુરૂપાનંદ. ઈ-લો-રી ૪ મદ્રાસ ૧૧૯,

વળી કાયદેસર નાલાયકીના સબબથી સગીરને જે વધારે મૂદત આપવામાં આવેલી છે. તેને સગીર તરફથી વાલી નીમવાથી અસર થતી નથી. મહીપતરાવ. વી. નેન સુખ; અનંદરાવ, વી. શેઠ, મારવાડી ૪ મુંબઇ સીવીલ એપેલેંટ જુરીડીક્ષન ૧૯૯. અલબત

સગીર તરફથી યોગ્ય રીતે નીમાયલા વાલી કાયદા પ્રમાણે જે કૃત્ય કરે તે સગીરને બંધન કરતા છે. પણ સગીરને કોઇ ફરીયાદ કરવાને હક હોય અને તે હક વાલી સગીર તરફથી અમલમાં લાવ્યો ન હોયતો સગીર પુખ્ત ઉમરનો થાય ત્યાં સુધી તે હક તેનો કાયમ રહે છે રીવાઝ પાનું. ૩૦

સગીર પાસેથી ખરીદ કરનારને આ કલમનો લાભ મળતો નથી, મહમદ આસદ. વી. યાકુબ. ૧૫ બેંગોલ લો. રી, ૩૫૭

---

એક સામાઈક લેણુદાર ૮. કેટલાએક સામાઈક લેણદારોમાંના અથવા દાવો કરનારાઓમાંના કોઇ એકને સદરહુ પ્રકારની કોઈ ની નાલાયકી ના લાયકી હોય અને સદરહુ પ્રકારના માણસના અનુમત વગર ફારગતી અપાતી હોય ત્યારે મુદત સઘળાને વાસ્તે ચાલુ થાયછે એવું સમજવું પણ સદરહુ પ્રકારની ફારગતી અપાતી નહી હોય. ત્યારે બીજાઓના અનમત વગર સદરહુ પ્રકારની ફારગતી આપી શકવાને તેઓ પઇકી એક લાયક થાય ત્યાંહાં સુધી તેઓ પઈકી કોઇને વાસ્તે પણ મૂદત ચાલુ થનાર નથી.

### દષ્ટાંતો

(अ) ( અ. એક પેઢીનું કરજ કરેછે તે પેઢીના બ. તથા ક. તથા ડ. ભાગીયા છે. બ. ગાંડો છે તથા ક. ન્હાની ઉમરનો છે બ તથા ક ના અનુમત વગર ડ. તે કરજની ફારગતી આપી શકે છે. બ. તથા ક. તથા ડ બાબત મુદત ચાલુ થાયછે. )

(ब) ( અ. એક પેઢીનું કરજ કરેછે. તે પેઢીના ઇ તથા ફ. તથા ગ, ભાગીઆ છે, ઇ. તથા ફ ગાંડા તથા ગ ન્હાની ઉમરનો છે ઈ. તથા ફ. નુ ગાંડા પણું જાય ત્યાં સુધી અથવા ગ. પુખ્ત ઉમરનો થાય ત્યાં સુધી તેઓ પઇકી કોઇને વાસ્તે મુદત ચાલુ થતી નથી. )

## ટીકા.

જ્યારે ઘણાએક સખસોના સામાઈક રીતે પૈસા લેણા હોય અને તેઓમાંનો કોઇ એક અથવા વધારે ના લાયક (સગીર અથવા ગાંડો) હોય અને તે અથવા તેઓ ભાગીદાર અથવા વહીવટ ચલાવનાર અથવા બીજા કોઇ કારણને લીધે સામાઈક હોય અને જો તેવા ના લાયક સક્ષોની અનુમતી સિવાય ફારગતી આપી શકાતી હોયતો શઘળા વિરૂદ્ધ મૂદત ચાલુ થાયછે. પણ જો તેઓની ( નાલાયકની ) અનુંમતી સિવાય ફારગતી આપી શકાતી ન હોયતો જ્યાં સુધી તે ના લાયકી દુંર થાય ત્યાં સુધી તેઓમાંના કોઇ વિરૂદ્ધ મૂદત ચાલુ થતી નથી બુલાખીકુમારી. વી. લખમણી. કલકત્તા સદર દીવાની રીપોર્ટ પાનું ૩૪૯.

આ કલમ પૈસા સંબધીના દાવાને લાગુ છે. એટલુંજ નહીં પણ તે ખાસ રીતે તે સામાઇક દાવા રાખનારા તેમજ સામાઈક લેણદારોને લાગુ કરવામાં આવે છે. ટાગોરના મુદતના નિબંધનું પાનું ૨૬૯ "ફારગતી" એ શબ્દમાં કોઇ દાવો "છોડી દેવો" તેનો પણ સમાવેશ થાયછે. જુવો મી. સ્વીટ સાહેબની કાયદાની ડીક્ષનેરી જો કેટલાએક સક્ષોને દાવાનુ કારણ સામાઇક હોય અને તે સક્ષો પૈકી એક અથવા વધારે ના લાયક હોય, અને તેથી બાકીનાઓથી ફરિયાદ થાય નહીતો જે સક્ષો નાલાયક છે તેઓની નાલાયકી દુર થાય ત્યાં સુધી તેમાંના કોઇની વિરૂદ્ધ બ્યાજબી ના રાહે મૂદત ચાલુ થતી નથી. ડરબી અને એસાકવેટ પાનું ૩૯ પણ સામાઇક દાવો રાખનારાઓની વચે કાયદાસર એવો સંબધ હોય કે તેઓ પૈકી જેઓ પોતાના જાતીકા હકવાળાછે. તે આ બાકીના જેઓ તેવા હકવાળા નથી. તેઓની મંજુરી સિવાય ફારગતી આપી શકે છે. અને પાછળ કહ્યા તેવા સક્ષોના બાબતમાં કલમ ૭ નો ઠરાવ લાગું પડતો નથી. ભાગીદાર અને વહીવટ ચલાવનારા સિવાય સામાઈક હિંદુ કુટંબનો મેમ્બર બીજાઓની સંમતી સિવાય ફારગતી આપી શકે છે. સુરજુ. વી. કવાહેસ ઇ લો રી ૪ અલાહબાદ ૫૧૨. પણ આ જગોએ જણાવવું જોઇએ કે ભાગીદારો, વહીવટ ચલાવનારાઓ, તેમજ

સામાઈક હિંદુ કુટંબના મેંમ્બરો પૈકી કોઈપણ સમાઇકના સબબે બીજાઓની વિરૂદ્ધ કંઇ અંગીકરણમાં સહી કરીને અથવા કંઇ આપીને કંઇ જોખમદારી સજીવન કરી શકતો નથી. જુવો આ કાયદાની કલમ ૨૧ કુમારસ્વામી. વી. પાળ. ઈ-લો-રી ૧ મદ્રાસ ૩૮૫ ગોપાળ નારાયણ. વી. મદુમતી ૧૪ બેંગોલ લો-રી ૨૧-૪૯.

---

મૂદત સત્ત ચાલે છે. ૯. મુદત એક વાર ચાલુ થઇ એટલે તે ફરિયાદ કરવાની પછી કાંઈ ના લાયકી અથવા અસમરથ પણ આવ્યાથી બંધ પડતી નથી.

પણ એવું ઠરાવ્યું છે કે લેણદારના ઇસ્ટેટનો મરણોત્તર વહિવટ ચલાવવાની સનંદ તેના લેણદારને આપી હોય ત્યારે તે કરજ વસુલ કરવા સારૂ ફરિયાદ કકવાની મુદત કહી છે. તે મુદત ચાલુ થવાનું તેનો વહિવટ ચાલુ હશે ત્યાંહાં સુધી મોકુફ રહેશે.

## ટીકા.

વાદી અથવા તેના તરફથી દાવો રાખતો હોય તે સખસને જો કાંઇ કાયદાસર ના લાયકી ન હોય, તે વખતે દાવાનું કારણ ઉત્તપન થાય, અગર એવી કાંઈ હકીકત બને કે મુદત ચાલુ થાય તો પછી ચાલુ થએલ મુદત તેની ( વાદીની ) સગીર ચળી ગએલપણુ અથવા દીવાનાપણાથી ચાલતી મુદત બંધ રહેસે નહીં. જુવો ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૩૫. " ના લાયકી " કામ કરવાની કાયદેસર યોગ્યતાની ખામી તે, અને અસમર્થ પણુ એટલે કંઇ કામ કરવાને કુદરતી સકતીની ખામી હોય તે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૨૩૫ ની નોટ.

કલમ ૭. અને ૧૭. ની ખુલી ભાષાથી જરૂર પાડવામાં આવેલ છે કે. ફરીયાદ કરવાને નાલાયકી અથવા અસમર્થ પણુ જે કલમોમાં કહેલુ છે તે, કાયદાએ જે સાધારણ મુદત ક-

હેલી છે, તે મુદત ચાલુ થાય તે વખતે અવસ્ય હોવું જોઈએ. જ્યારે આ પ્રમાણે સ્પષ્ટ કલમો છે, તો આ કલમની કાંઇ જરૂર હતી નહીં, પણ આ કાયદો બાંધનારાઓ સ્વતંત્ર રીતે ભાર આપી આ કલમ ઉપર જોસ મુકે છે. આ કલમ ૧૮ મુજબ સંતાડેલા કપટના સબંધમાં લાગુ થાય છે. ફરીયાદ કરવાને જે સખસોના હક હોય તે સખસ ઉપર જો કપટ કરવામાં આવેલુ નહોય અને મૂદત ચાલુ થઇ હોયતો તેના વારસ સામે પાછળથી કપટ કરવામાં આવે તે કારણથી ચાલુ થએલ મુદત બંધ રહેસે- નહી. ટાગોરના મુદતના નિબંધનું પાનું ૨૩૬ ની નોટ.

પૈસાની તંગીને લીધે ફરીયાદ કરવાને અસમર્થ પણ અથવા- મુદત ચાલુ થઇ તે વખતમાં કોર્ટ બંધ હતી તે કારણથી અસમર્થપણુ તે અપવાદનું અથવા મુદત વધવાનું કાયદાએ મંજુર રાખેલ કારણ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૩૬.

આ કલમમાં એમ કહેલુ નથી કે દાવો કરવાનું કારણ ઉત્તપન થાય તે વખતે ફરીયાદ કરવાને કાંઇ નાલાયકી અથવા અસમરથ પણું હોવાથી વાદીને વધારે મુદત મળવાનો હક છે. પણ ફકત એટલુજ કહેછે કે પાછળથી નાલાયકી અથવા અસમરથ પણુ આવ્યાથી વધારે મુદત મળવા વાદીનો હક નથી. હિંદુસ્તાનની ધારા બાંધનારી સભા ( જેમ બીજા ગ્રંથ કરતાઓ ઠરાવેછે તેમ) ઠરાવતી નથી. કે પાછળથી કોઇ બનાવ બનવાથી ચાલુ થએલ, મુદત બંધ રહેસે નહીં પણ ફકત એટલુજ લખે છે કે ફરીયાદ કરવાને પાછળથી નાલાયકી અથવા અસમરથપણુ થવાથી ચાલુ થએલ મુદત બંધ પડતી નથી. જુવો બેનીંગ પાનું. ૬. ૨૨૭ ૨૩૪, ૨૫૩. મી. બેનીંગ આ કલમને ત્રણ અપવાદ લાગુ કરેછે. તે નીચે મુજબ

૧. જ્યાં દેણદાર, લેણદારની ઇસ્ટેટનો મરણોત્તર વહીવટ ચલાવનાર હોય;

૨. મરનાર પ્રતીવાદીના વારસ વકીલ ઉપર બંધ પડેલી ફરીયાદ ૫

રીથી કરવામાં આવે. જુવો સીવીલ પ્રોસીજર કોડ કલમ ૩૭૧ મૂજબ;

૩. મુદત બહાર ગએલ દેણાનો જ્યારે સરકાર એસાઇની હોય ત્યારે ફરીયાદ કરવાનો હક ઉત્તપન થયા પછી ચાલુ થએલ મુદત કંઈ બનાવ બનવાથી નીચે લખેલા કામોમાં વાસ્તવીક રીતે બંધ રહે છે. જુવો ટાગોરના મૂદતનાં કાયદાનું નિબંધનું પાનું ૨૩૭ ૩૮ તથા તેની નોટ.

૧. બ્રીટીશ ઈંડીયામાંથી પ્રતીવાદીનું ગેરહાજરીપણું હોવાના સબબથી કલમ ૧૩ મુજબ જુવો. નારણજી. વી.મગનીરામ ઈલો-રી ૬. મુબઇ ૧૦૩

૨. પ્રતીવાદી અથવા તેનો એજંટ કાંઇ લખીતવાર અંગીકરણ કરે અથવા ભરણુ કરે કલમ. ૧૯ મૂજબ.

૩. જે કાયદા મૂજબ મુદત ચાલુ હોય તે કાયદો અમલમાં હોય તોજ મૂદતના ચાલુ પણાનો રહે છે, તેથી તે કાયદાએ જે મુદત કહી હોય તે મૂદત પુરી થયા પહેલાં તે આખો કાયદો રદ કરવામાં આવે તો જ્યાં સુધી ધારા બાંધનારી સભા તે કાયદો ફરી બાંધે ત્યાં સુધી ચાલુ થએલ મુદત બંધ રહેછે. અબદુલ કરીમ. વી. માનજી ઇ-લો-રી ૧, મુબઇ-૨૯૫ – ૩૦૩.

૪. કલમ. ૧૩ – ૧૪ – ૧૫ -૧૬ અને સાથેના પત્રકમાં દાખલાઓ બાતાવ્યા છે કે જેમાં ચાલુ થએલ મુદત બંધ. રહેછે.

વળી ફરીયાદ કરવાનો હક ઉત્તપન થાય તે પહેલાં મૃત્યુ થાય તેવા અથવા સંતાડેલા કપટના કામમાં દાવો કરવાનું કારણ જે તારીખે ખરેખરૂ ઊત્તપન થાય તેના કરતાં ઘણા માંડા વખતથી મુદત ગણાય છે આંહી પણ જે વખતે દાવો કરવાનુ કારણ ઉત્તપન થયું તે વખતે આ કાયદાથી ચાલુ થએલ મુદત બંધ રહી. ટાગોરના મુદતના કાયદાના નિબધનુ પાનું ૨૩૮ ની નોટ.

કોઈ મર્હુમાતર વહીવટ ચલાવનાર કોઇ લેણુ અથવા લેગે–

સી પોતાની જાતને માટે લેવા ફરીયાદ કરી શકે નહી બીન્સ વી. નીકોલ્સ ૨, ઈકવીટી. ૨૫૬ એનીંગ પાનુ. ૨૨૬.

કાયદેસર નાલાયકી ન હોય એવા કોઇ સખસને ફરીયાદ કરવાનો હક પ્રાપ્ત થવાને લીધે મુદત ચાલુ થઈ હોયતો પછીથી તેના દીકરા અથવા કોઇ વારસ અથવા કોઈ બીજા તેના વારસ વકીલ નાલાયક હોવાના સબબથી તેને આ કલમનો લાભ મળી શકતો નથી. મોહોબત. વી અલી. ૧૨ વીકલી. રી. ૧. સ ઘેસર. વી શામ. ૨૩ વી. રી. ૨૮૫.

ફરીયાદ કરવાનો હક ઉત્તપન થાય તે વખતે ફરીયાદ કરવાને કોઈ નાલાયકી અથવા અસમરથ પણુ હોય અને તે નાલાયકી અથવા અસમરથ પણુ કલમ ૫ તથા, ૭ ના અરથ પ્રમાણે તેમજ આ કલમ તથા કલમ. ૧૩-૧૫-૧૭ અથવા કલમ ૧૮ ના ઠરાવ મુજબનો હોયતો મૂદત વધવાનુ કારણ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનુ પાનું ૫૨૦.

વારસાનુ સરટીફીકેટ મળવા અરજી કરવાથી મુદત બંધ રહેતી નથી. રામચંદ્ર. વી. સોમા. ઇ લો-રી-૧ મુંબઈ, ૩૦૫, નોટ.

એક વખત મૂદત ચાલુ થઇ તો પછી ખુશીથી અથવા સમુદ્ર પારની સીક્ષાને લીધે સમૂદ્ર પાર જવાથી મૂદત વધતી નથી દોમન. વી. સોદકુલા બેંગોલ. લો. રી- શોર્ટનોટ ૨૫. તેમજ પુખ્ત ઉમર પ્રાપ્ત થયા પછી ખુશીથી પ્રદેસ જવાને લીધે મૂદત વધતી નથી વેનકટા. વી, ગીરી, ૨ મદ્રાસ હાઇ કોર્ટ રી–૧૧૩; તેમજ પ્રતીવાદીનુ રેહેઠાણ નહીં જાણવાના સબબથી મુદત વધતી નથી મહમદ મસીહુદીન. વી. મસીહુદીન, અલાહબાદ હાઇ કોર્ટ રીપોર્ટ ૧૮૭૦ પાનુ ૧૭૩.

---

મૂદામ ટ્રસ્ટી **૧૦.** આ આકટમાં પાછળ કાંઈ ઠરાવ હોય તોય- હોય તેઓની પણુ કાંઇ વિશેષ કારણુ સારૂ કોઈ માણુસની પાસે ઉપર તથા તે માલમિલકત ટ્રસ્ટીમાં આવી હોય તે માણુસ ઉપર

ઓના વારસ વકીલની ઉપ ર ફરિયાદો. અથવા તેના કાયદાસર વારસ વકીલ ઉપર (અથવા આસૈની ઉપર જે કીમતદાર મોબદલા બાબત આસૈન નહી હોય ) તેના અથવા તેઓના હાથમાં થી તે માલમિલકત લેવા સારૂ ફરિયાદ કરવાને ગમે તેટલી મુદત થઇ ગઇ હોય તોયપણ હરકત છે એમ સમજવું નહીં.

## ટીકા.

ટ્રસ્ટી બાબત સને ૧૮૮૨ નો નંબર ૨ નો કાયદો જુવો જ્યાં સુધી ટ્રસ્ટીના કબજામાં કાંઇ ઇસ્ટેટ ( વજીફો ) હોય ત્યાં સુધી જેના તરફથી તે ટ્રસ્ટી થયો હોય તેનો હક નિર્ભય છે. તેથી કરી ને જો કોઇ ટ્રસ્ટી તે ઇસ્ટેટની ઉપજ જેના તરફથી તે ટ્રસ્ટી થ એો હોય તે સખસને ભુલી જઇને બીજા કોઇ ખોટા સક્ષને આ પે તો ઠરાવવામાં આવેલું છે કે તે ખોટા સક્ષને એ પ્રમાણે કબજો-મળવાથી જે ખરા સક્ષ તરફથી તે ટ્રસ્ટી થએો હોય તેના સા-મે તે વીરૂદ્ધ કબજો ગણાતો નથી. જુવો મી. બ્રાઉનનો બનાવેલો મુદતનો કાયદો પાનુ ૨૭૫. ટ્રસ્ટીની ફરજ છે કે તે ઉપજ જેના ત-રફથી તે ટ્રસ્ટી થએો હોય તેને આપવી જોઇએ, અને તેટલા મા-ટે ખોટા સક્ષને તે ઉપજ આપવામાં આવી હોય તેથી તેનો હક તે ઉપજ ઉપર થતો નથી. કરણશીંગ. વી બાકરઅલી. ઇ-લો-રી-૫. અલાહબાદ. ૧. પ્રીવીકાઉનસીલ. પણ જો કોઈ બે સક્ષના તરફથી ટ્રસ્ટી નીમાએલો હોય અને તે બેમાંથી એક સક્ષ બી-જા સક્ષને તેમજ ટ્રસ્ટીને કોરે મુકીને ( બાતલ કરીને ) ઉપજ લે ઇ જાયતો જે સક્ષને બાતલ કરવામાં આવ્યો હોય તે સક્ષ વીરૂ દ્ધ મુદત ચાલુ થાય છે. મી, લેવીન. પાનુ. ૭૫૧

જો કોઇ ટ્રસ્ટી કહેલી મુદત સુધી વિરૂદ્ધ કબજો રહેવા દેતાં જે સક્ષ તરફથી તે ટ્રસ્ટી હોય તે સક્ષના હકને મુદતનો પ્રતિબંધ લાગે-છે. જો કહેલી મુદતમાં ટ્રસ્ટી એવા માણસ પાસેથી કબજો લે નહીં. અને જે સક્ષ તરફથી તે ટ્રસ્ટી થયો હોય તે સક્ષ તેવા માણસ પા

સેથી કબજો પાછો લેવા ટ્રસ્ટીને ફરજ પાડે નહીંતો તેવા માણસને તે મીલકત ઉપરનો કબજો વિરૂદ્ધ રીતે પ્રાપ્ત થાય છે. મી. લેવીનનું પાનું ૭૩૭-૭૩૮ જે સક્ષ તરફથી તે ટ્રસ્ટી થયો હોય તે સક્ષ ટ્રસ્ટીમાં સોંપેલી માલમીલકત ટ્રસ્ટી પાસેથી માગી લેઇ શકે છે. જુવો સને ૧૮૮૨ ના આક્ટ ૨ ની કલમ ૫૯; અથવા ટ્રસ્ટીની જે ફરજ હોય તે ફરજ મુજબ અમૂક કામ કરવા ટ્રસ્ટીને ફરજ પાડી શકે છે. જુવો સન ૧૮૮૨ ના આક્ટ ૨ ની કલમ ૬૧ ટ્રસ્ટી પાસેથી ટ્રસ્ટીમાં સોંપેલી માલમીલકતનો કબજો કોઇ ખરીદ કરે તો તે ખરીદ કરનારનો કબજો જે સક્ષ તરફથી તે ટ્રસ્ટી થયો હોય તે સક્ષની વિરૂદ્ધ ગણાયછે જુવો બીજા પરિશિષ્ટની રકમ ૧૩૩–૧૩૪.

આ કલમના અપવાદમાં કોઇ કેસ લાવવો હોયતો એમ સ્પસ્ટ રીતે જણાવવું જોઈએ કે સાધારણ પ્રકારના ટ્રસ્ટીથી ઉલટી રીતે કોઈ અમુક અથવા ખાસ કારણ અથવા હેતુને માટે ટ્રસ્ટમાં મીલકત આપવામાં આવેલી હતી. પણ તે હેતુ અથવા કારણ એવું હોવું જોઇએ કે કાયદાએ જે કારણ અથવા હેતુ વહીવટ ચલાવનારાઓ અને બીજાઓ જે અમૂક વીશ્વાસનું કામ કરે છે. તેના ઉપર રાખેલું છે. તેવું હોવું જોઇએ ગીરીતધર વી. મેકેનટોસ. ઇ–લો–રી. ૪ કલકત્તા ૮૯૭.

ટ્રસ્ટના જેવી કોઇ ફરજ હોયતો તે ટ્રસ્ટ ગણાય નહીં ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૨૦.

ગર્ભિત ટ્રસ્ટ અથવા ફકત અમુક હકીકત હોવાના સબબથી અથવા નીકટ સંબંધથી કાયદો ટ્રસ્ટ છે. એમ અનુમાન કરે તે આ કલમના અર્થ પ્રમાણે ટ્રસ્ટ ગણાય નહીં. ખેરોદીમની. વી. દુરગારામની ઇ–લો-રી ૪ કલકત્તા ૪૫૫.

કોઇ વહીવટ ચલાવનાર, ભાગીઓ. એજંટ, કંપનીનો ડાઇરેકટર, અથવા કાયદેસર સલાહ આપનાર તે નીકટ સંબંધ ધરાવનારા છે. પણ ટ્રસ્ટી એ શબ્દનો નીયમીત અર્થ કરતાં આમાંનો કોઇપણ સક્ષ ટ્રસ્ટી ગણાય નહીં ઇ-લો-રી ૪ કલકત્તા ૪૫૫ ૪૬૯.

ચાપણ અથવા જામીનગરી. એ પણ આ કલમના અર્થ પ્રમાણે

ટ્રસ્ટી નથી. બેર્નીગ પાનું ૧૮૭.

જેમકે કોઇ વહીવટ ચલાવનાર મરનારની ઇસ્ટેટના બીલમાં દે- વાનું તારણીયું કરેલું હોય તેવી લેણદારોના દાવા વાળી ઇસ્ટેટ (વજીફો) લેનો તે વહીવટ ચલાવનાર આ કલમના અર્થ પ્રમાણે ટ્રસ્ટી ગણાય નહીં; પણ અમુક દેણું અથવા દેણાઓ આપવા માટે અમૂ ક માલ મીકત ટ્રસ્ટીમાં વહીવટ કરનારને સોંપી હોયતો તે વારસ વકીલના ઉપર આ નવી ફરજ છે. અને અમૂક દેણું અથવા અમૂક માલ મીલકતના સબંધમાં આ કલમના અર્થે પ્રમાણે તે ટ્રસ્ટી ગણાય છે. આનંદીમોહી. વી. શ્રીશચંદર ઇ-લો-રી ૭ કલકત્તા ૭૭૨; ગ્રાંનડર. વી. મેકેનીટોશ ઇ-લો-રી ૪ કલકત્તા ૮૯૭.

કોઈ સક્ષ બરાબર રીતે ટ્રસ્ટી છે એમ ગણવાને માટે સ્પસ્ટ શબ્દોથી અથવા, સ્પસ્ટ હકિકતથી ટ્રસ્ટના કર્તાએ અમુક ફરજની કારગતી કરવા માટે ટ્રસ્ટીને માલ મીલકત સોંપેલી હોવી જોઇએ બા- રકત. વી. દોલત ઇ-લો-રી ૪ અલાહબાદ ૧૮૭; ૧૮૯.

"ટ્રસ્ટી માલ મીલકત" માં ટ્રસ્ટ પૈસાનો સમાવેશ થાયછે. ઠાકર સી. વી. હરભમ ઇ-લો-રી ૮ મુંબઇ ૪૩૨.

"માલ મીલકત આવી"-જ્યારે માલ મીલકત ટ્રસ્ટીએ કબજામાં લીધી ત્યારે તે તેને "આવી" ગણાયછે. જો કે કાયદા પ્રમાણે તેનું ધ- ણીપણું તેને (ટ્રસ્ટીને) મળતું નથી બેરોદીમની. વી. દુરગ્રામોની ઈલો રી ૪ કલકત્તા ૪૫૫-૪૬૮ પણ સન ૧૮૮૨ ના ટ્રસ્ટ આકટ મુજબ ટ્ર- સ્ટ માલ મીલકતનો ટ્રસ્ટને કાયદેસર માલેક ગણવામાં આ- વ્યો છે,

"વસેસ કારણ સારૂ" ટ્રસ્ટીના કર્તાએ જે કારણ બતાવેલુ હોય તે. ઈ-લો-રી ૪ કલકત્તા ૪૭૦; તેમજ કોઇ મુકરર અથવા ખાસ કારણ- અથવા હેતુને માટે. ઇ-લો-રી ૪ કલકત્તા ૯૨૩.

"કાયદેસર વારસ વકીલ ઉપર અથવા આસાઈની ઉપર" હિંદુ- સ્તાનના વારસનો એકટ (સન ૧૮૬૫ નો ૧૦ મો) ની કલમ ૧૭૯ તે મજ પ્રોબેટ અને એડમીનીસ્ટ્રેશન આકટ (સને ૧૮૮૧ નો ૫ )

ની કલમ ૪ થી પ્રમાણે મરનાર સક્ષનો મૃત્યુ પત્ર ચલાવનારો અથવા વહીવટ ચલાવનારો તમામ રીતે કાયદેસર વારસ વકીલ છે. અને મરનારની તમામ માલમીલકત વારસ વકીલ તરીકે તેને આવે છે. પોગોસ. વી. બીબી દીસખુન ૨ કલકત્તા લા-રી ૨૭૮ ટ્રસ્ટીનો લેગેટી એ ટ્રસ્ટીના જેવોજ જવાબદાર છે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૫૨૧.

"કીમતદાર મોબદલા બાબત એસાઇન" જો કોઇ એસાઇન કીંમતદાર મોબાદલા માટે ટ્રસ્ટીને ખબર આપ્યા સિવાય પ્રમાણી ક પણે કંઇ માલ મીલકત ખરીદ કરે તો તેને મુદતના કાયદા ઉપર આધાર રાખવા કાંઇજરૂર નથી. ડરબી અને બોશાન કવેટ ૩૪૩; ઇન્ડી-લો-રી ૧ મુંબઇ ૨૬૯. સને ૧૮૮૨. ના આકટ ૨ જાની કલ મ ૬૪.

જો કીમતદાર મોબદલા માટે એસાઇની ફકત ખરીદ કરનાર હોયતો રકમ ૧૩૩ ૧૩૪ થી બાર વંરસ પછી તેને હરકત થતી નથી. પણ જો કોઇ એસાઇન ખુશીથી જે સક્ષ તરફથી તે એસાઇન થયો હોય તે સક્ષના જાણવામાં હોય કે જાણ બહાર હોય તો જેવી રીતે ટ્રસ્ટી અથવા તેના કાયદેસર વારસ વકીલના લાભમાં મુદત ચાલુ થતી નથી. તેવી રીતે તેના લાભમાં પણ મુદત ચાલુ થતી નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૨૧.

"તેના અથવા તેઓના હાથમાંથી તે માલ મીલકત લેવા સારૂ" ટ્રસ્ટને માટે માલ મીલકત પાછી લેવાને માટે જ્યારે જે કારણને માટે ટ્રસ્ટમાં માલ મીલકત આપવામાં આવી હોય તે સીવાય બીજા કારણને માટે તે માલ મીલકત વાપરવામાં આવે તો તે માલ મીલકત ટ્રસ્ટીના તેના કાયદેસર. વારસ વકીલના, અથવા એસાઇન ( કીંમતદાર મોબદલા બાબત એસાઇની નહીં હોય તેવા ) ના હાથમાંથી મૂદતનો પ્રતીબંધ લાગ્યા સીવાય ગમે તે વખતે પાછી લઇ શકાય . જો વાદી પોતાની જાતથી વહીવટ ચલાવવાના હકની ફરીયાદ કરે અથવા કોઇ બીજી રીતે ટ્રસ્ટનો વહીવટ ચલાવવાનું પોતાના અખત્યારમાં રાખવાને ફરીયાદ કરે તો આ કલમ લાગુ પડતી નથી. પ્રતીવાદી કબુલ કરે કે હું ટ્રસ્ટી છું. અને

ટ્રસ્ટમાં સોપેલી માલ મીલકત ટ્રસ્ટમા લખ્યા પ્રમાણે વાપરવું અને તે પ્રમાણે તે માલ મીલકત વાપરતો નથી એવો કોઇ પુરાવો ન હોય તો તેને આ કલમ લાગુ પડતી નથી. બળવંત. વી. પુરાણ. ઇ–લો-રી ૬ અલાહબાદ. ૧ પ્રીવીકાઉનસીલ.

કોઇ સખસ ટ્રસ્ટીના જેવો પોતાનો હક છે એમ દાવો કરતો હોય તેના સામે માલ મીલકતના કબજાનો ટ્રસ્ટીનો જાતીકો હક છે. એમ સાબીત કરવાના દાવાને આ કલમ લાગુ પડતી નથી- કરીમ શાહ. વી. નાથા. ઇ–લો–રી. ૭ મદ્રાસ - ૪૧૭. કોઇ ટ્રસ્ટ કોઈ "વીલ" અથવા ડીડથી રદ થતો હોય અથવા કાયદા પ્રમાણે અમલમાં આવી ન શકે તેવો થતો હોય. તો કોઇ સખસ ટ્રસ્ટથી વિરૂદ્ધ રીતે અથવા ટ્રસ્ટના થતા નુંકશાંનનો દાવો રાખતો હોય એવા "વીલ" અથવા 'ડીડ"થી નીમાયલા ટ્રસ્ટી સામે આ કલમનો લાભ તેને મળી શકતો નથી, આવા સક્ષે કરેલી ફરીયાદ ટ્રસ્ટ અમલમાં લાવવાની ફરીયાદ તરીકે ગણાય નહી. ઈ–લો–રી-૪, કલકત્તા. ૮૫૫; ઇ-લો–રી–૮ કલકત્તા; ૭૫૮; ૮૦૧; ૧૨ કલકત્તા લો- રી–૩૭૪.

કોઇ કાંમમાં ટ્રસ્ટમાં સોંપેલી માલ મીલકત પાછી લેવાની ફરીયાદ કરવાનો હેતુ હોય નહીં પણ ફકત ટ્રસ્ટના કરેલા કામનો હીસાબ લેવાના હેતુથી ફરીયાદ કરી હોયતો વાદીને આ કલમનો લાભ મળી શકતો નથી. સરોદા- વી- બ્રોજોનાથ- ઇ–લો-રી- ૫ કલકત્તા . ૫૧૦; હરો, વી. તારીણી. ઈ- લો- રી, ૮ કલકત્તા ૭૬૬.

કોઇ ટ્રસ્ટીએ વીસ્વાસ ઘાત કરવાથી નુંકશાન કર્યું હોયતો તેની સામે ફરીયાદ માટે આ કલમમાં કોઇ ખાસ ઠરાવ કરેલ નથી; પણ હાલમાં મે. ચીફ જસીસ સ્કોટ સાહેબે ઠરાવ્યું છે કે અમૂક કામને માટે ટ્રસ્ટીને કાંઇ પૈસા ટ્રસ્ટમાં સોંપેલા હોય અને તે પૈસા ટ્રસ્ટીની ગેર વરતણુકથી અને તેનો ગેર ઉપયોગ કરવાથી ગુમાવ્યા હોય તો જે સક્ષ તરફથી તે ટ્રસ્ટી થયો હોય તે સક્ષ તે પૈસા જો કે ટ્રસ્ટીના હાથમાંથી ગએલા હોય તો પણ તે

પાછા લેવા ટ્રસ્ટી સામે ફરીયાદ કરેતો તે ફરીયાદ આ કલમના અર્થ મુજબ ટ્રસ્ટ માલ મીલકત પાછી લેવાના કારણ માટેની ફરીયાદ છે, એમ ગણવામાં આવેલુ છે. ઠાકર- સી- વી હરભમ. ઇ-લો-રી-૮. મુંબઈ ૪૩૨; ૪૬૯.

" તે માલ મીલકત લેવાસારૂ " ટ્રસ્ટીને માલમીલકત જે અસલ સોંપેલી હોય તે અથવા તે. માલ મીલકતનું સ્વરૂપ બદલી બીજુ સ્વરૂપ એવું કર્યું હોય કે તે ટ્રસ્ટીને અથવા તેના કાયદેસર વારસ વકીલ જો કીંમતદાર મોં બદલાને માટે એસાઇન ન હોય તે વાને બતાવી શકાય. તેવી માલ મીલકત પાછી લેવી તે. જુવો હિંદુસ્તાનના ટ્રસ્ટ. આકટની કલમ. ૬૩.

જો કે આ કલમ ટ્રસ્ટી અને તેના વારસ વકીલો સામે ફરીયાદ કરવી કહેછે. પણ કયા અમુક સક્ષથી આવી ફરીયાદ થઇ શકે તે બાબત કાંઈ કહેલું નથી. તેથી ઠરાવવામાં આવેલુ છે કે જે સક્ષ તરફથી તે ટ્રસ્ટી થયો હોય તે સક્ષ ફકત ટ્રસ્ટી ઉપર આ કલમ મૂજબ ફરીયાદ કરી શકે. ખેરોદીમની. વી- દુરગામની ૨ કલકત્તા. -લો - રી- ૧૧૨; અપીલનો પણ તેજ કેસ, ઈ- લો-રી-૪- કલકત્તા. ૪૫૫,

વાદીની સગીર ઉમરમાં પ્રતીવાદીને ટ્રસ્ટી તરીકે પૈસા સોંપવામાં આવેલ અને તેણે તે પૈસા ખરચ્યા તેનો હીસાબ આપવા બાબત પ્રતીવાદી ઉપરની ફરીયાદ આ કલમના અર્થ પ્રમાણે ટ્રસ્ટ મીલકત પાછી લેવાની ફરીયાદ તરીકે ગણવામાં આવી નથી. આવી ફરીયાદને બીજા પરીશિષ્ટની રકમ. ૧૨૦ માં કહેલી મુદત લાગુ પડેછે. સરોદા પ્રસાદ. વી. ભોળાનાથ. ઈ-લો- રી ૫ કલકત્તા ૯૧૦ સ્મોલ કોઝ કોર્ટ.

---

પારકા મુલકના કરાર ઉપરથી ફરિયાદ — **૧૧.** પારકા મુલકમાં થએલા કરારો ઉપરથી બ્રિટિશ ઈંડીયામાં ફરીયાદો કરવામાં આવે તેઓને આ આકટમાં કહેલા નિયમ લાગુ છે.

દોપારકામુલક પારકા મુલકમાં થએલા કરાર ઊપરથી બ્રિટિશ ઇંડયા
નો મુદતનોકા માં ફરિયાદ કરવામાં આવે તે ફરિયાદોના જવાબમાં
યદો. તે પારકા મુલકના મુદતના નિયમની હરકત હેઠળ લખ્યા
પ્રમાણે હકીકત ન હોયતો ચલશે નહીં. એટલે તે નિય-
મ ઉપરથી તે કરાર નહીં સરખો થઇ જતો નહી હોય તથા તે નિ-
યમમાં કહેલી મુદતમાં પક્ષકારોની તે મુલકમાં સ્થાઇક વસ્તી થઇ નહી
હોય તો તે નિયમની હરકત ચાલશે નહી.

## ટીકા.

આ કલમ કરવાનો હેતુ મે. સ્ટોરી સાહેબે પોતાના "કાન ફ્-લીકટ ઑફ લોઝ" ની કલમ ૫૮૧ માં બતાવેલો છે. તે નીચે મુજબ છે.

દરેક પ્રજાની પોતાની સગવડતા અને ફાયદાને માટે ઇનસાફની કોર્ટો કરવામાં આવી છે. તેમજ ઇનસાફ અને વ્યાજબીની રાહે પોતાના મત પ્રમાણે ઇલાજનો પ્રકાર તેમજ કામ ચલાવવાની રીત અને વખતનું ધોરણ બાંધેલુ છે. અને તેથી કરીને કોઇ પારકા દેસમાં ફકત કરાર થવાથી પોતાની ઇનસાફની કોર્ટનું ધોરણ છોડી દેવા કાંઇ કારણ નથી. તેથી કરીને જુદા જુદા દેસોમાં અથવા એક દેસના જુદા જુદા ભાગમાં મૂદતના જુદા જુદા કાયદાઓ હોય અને તેઓ એક બીજાથી વીરૂદ્ધ હોય તો જે કોર્ટમાં ફરીયાદ અગર કામ ચાલતું હોય તે કોરટનો કાયદો લાગુ કરવામાં આવેછે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૪૪

જે જગોએ કરાર થયો હોય અથવા જે જગોએ નુંકશાન થયું હોય તે જગ્યાના કાયદા કરતાં જે જગ્યાએ તે ફરીયાદ કરવામાં આવે તે જગ્યાનો કાયદો ચાલે છે. મુદતનો કાયદો દેસના વેહેવારીક કાયદો હોવાથી તમામ રીતે ઠરાવવામાં આવ્યું છે કે કોઇ કરાર મૂદત બહાર ગયો હોય જો કે પછી તે પારકા દેશના કોઇ મુદતના કાયદાથી અમલમાં આવી શકે તેવો હોય તોપણ તે અમલમાં કોર્ટ લાવી શકતી નથી. જુવો વેસ્ટલેકનો પ્રાઇવેટ ઇન્ટરનેશનલ. લો. ૨૫૪.

કોઇ પરદેશીને પોતાના મુદત બહાર ગએલા દાવા બાબત કોઇ સ્વતંત્ર પ્રજાની ઈનસાફની કોર્ટને નાહક તસ્દી આપવા હક નથી. અને પ્રજાને જે હકો આપવામાં આવેલા છે. તેના કરતાં વધારે ઊંચા હકો તેને (પરદેશીને) આપવાને વ્યાજબી કારણ નથી. મે. સ્ટોરીનો કોન ફ્લીકટ ઓફ લૉ. કલમ ૫૭૮. તેમજ કોઇ દેશી પ્રજાને પરદેશમાં દાવાનું કારણ ઊત્તપન થયુ હોય અને તે પરદેશના કાયદા મુજબ લાંબી મુદત મળવાનો તેનો હક છે. તેમ તેનાથી કહીશકાય નહીં. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનુ ૪૪.

જો પારકા કાયદાથી કોઇ હક નાબુદ થવાની મૂદત દેસના કાયદાથી દાવો કરવાને જે મુદત કહી હોય તે કરતાં ટુંકી હોયતો આગલા કાયદા મુજબ કેસ કાઢી નાંખવો તે વ્યાજબી છે. પણ જો પારકા દેશના કાયદામાં લાંબી મુદત કહી હોય તો પારકા દેશનો કાયદો તેમજ આ દેશનો કાયદો બંનેને લાગું કરવા જોઇએ. પાછલા કાયદાથી ઈલાજ બંધ થાયછે. અને આગલા કાયદાથી હક નાબુદ થાયછે. તે બંને તકરાર એકી વખતે લઈ શકાય. વીરચંદ પોદાર. વી. રામનાથ ટાગોર.

બ્રીટીશ ઈંડિયામાં કોઇ કરાર થયો હોય અને તે કરાર ઉપરથી પારકા દેશની કોર્ટમાં ફરિયાદ કરવામાં આવે તો પારકા દેશના કાયદા પ્રમાણે તેની મુદત ગણવી જોઇએ એક "બોન્ડ" (દસ્તાવેજ) ઉપર બ્રીટીશ ઈંડિયામાં સહી સીક્કો કરવામાં આવ્યો હોય તે બાબત જો ઈંગ્લાંડમાં ફરિયાદ કરવામાં આવે તો તેને ૨૦ વરસની મુદત લાગું પડે છે. ૫ પ્રીવીકાઊનસીલ ડીશીશન. ૪૨૯.

---

## ભાગ ૩ જો.

### મુદત ગણવા બાબત.

જે દહાડે ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય તે ગણવાની

**૧૨.** હરકોઇ ફરિયાદ (અથવા અપીલ અથવા અરજી) કરવાની મૂદત કહી હોય તે ગણતી વખતે જે દહાડાથી ગણવાની હોય તે દહાડો મુકી દેવો.

જે તે દહાડો મૂકી દેવો.

અપીલોને તથા કેટલીએક અરજીઓને પ્રસંગે મુદત મૂકી દેવા બાબત.

અપીલ કરવાની જે મૂદત તથા નાદારીમાં અપીલ કરવાની પરવાનગી બાબત અરજી કરવાની જે મુદત તથા ફેંસલાની ફરી તપાસ સારૂ અરજી કરવાની જે મુદત કહી છે તે મુદત ગણુતી વખતે જે ફેંસલા બાબત તકરાર હોય તે ફેંસલો જે દીવસે કહી સંભળાવ્યો હોય. તે દિવસ અને જે હુકમનામા ઉપર અથવા શિક્ષાના ઠરાવ ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય અથવા— જે હુકમ નામાની અથવા શિક્ષાના ઠરાવની અથવા હુકમની ફરી તપાસ થવી જોઈએ એવી માગણી હોય તે હુકમનામાની અથવા શિક્ષાના ઠરાવની અથવા હુકમનીનકલ મળવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત-મુકી દેવી.

( હુકમનામા ઉપર અપીલ હોય ત્યારે અથવા હુકમનામાની ફ-રી તપાસ થવી જોઇએ એવી માગણી હોય ત્યારે જે ફેંસલા ઉપર-થી તે હુકમનામું કર્યું હોય તે ફેંસલાની નકલ મળવા સારૂ જેટલી મૂદતની જરૂર હોય તેટલી મૂદત પણ મુકી દેવી.)

( પંચનો ) ફેંસલો રદ કરવા સારૂ અરજી કરવાની જે મુદત કહી છે તે ગણુતી વખતે ( પંચના ) ફેંસલાની નકલ મળવા સારૂ જેટલી મૂદતની જરૂર હોય તેટલી મુદત મૂકી દેવી.

## ટીકા.

કોઈ કરાર, વીલ, અથવા બીજા દસ્તાવેજમાં દેશી તારીખ હોય અથવા અંગ્રેજી તારીખ ન હોય તો તે દેશી તારીખ અંગ્રેજી પંચાગ માં તે દીવસેજ અંગ્રેજી તારીખ હોય તે દીવસથી વરસ અથવા મહીના ગણુવા. જેમ દાખલા તરીકે કોઇ કરારની તારીખ અને તે પુરો કરવાની તારીખ બંગાલા અથવા ફુસલી વરસની હોય તો તે તારીખે અંગ્રેજી તારીખ કઈ હતી તે શોધી કહાડવી અને પછી અંગ્રેજી તારીખ પ્રમાણે ગ્રેગેરીઅન પંચાગ મુજબ મુદત ગણવી. કીલકઠ વીરૂ. વતાત્રીયા ઇ-લો-રી ૪ મુબઇ ૧૦૩ આલમસ ખાનું. વીરૂધ. મહમદ રા-

જા. ૬ કલકત્તા લો-રી. ૫૫૩

પણ એવું ઠરાવવામાં આવેલુ છે કે પરસ પરનો ઉઘાડો અને ચાલતો હીસાબ નકી કરી બાકી કર્યું હોય અથવા સાબીત કરી હોય તે વરસની આખરેથી જો તે હીસાબમાં અંગ્રેજી સાલ સીવાય બીજી કોઇ સાલ નાખી હોય તો તેવા હીસાબની ફરીયાદમાં જે સાલ તે હીસાબમાં નાખી હોય તે સાલથી આખર મુદત ગણવી. જુવો બીજા પ્રીવીકોંસની રકમ ૮૫ મહારાજા જેમંગલ વીરૂધ લાલરંગ પાલ ૪ બેંગોલ. લો-રી અપીલ ૫૩; ૧૩. વીકલી. રી ૧૮૩

દીવસનો કોઇ ભાગ ( અમુક કલાક અથવા મીનીટ નકી કરવાનું ઇનસાફની ખાતર જરૂર હોય તે સિવાય ) ગણવામાં આવતો નથી તેથી જે દીવસે દાવાનું કારણ ઊતપન થાય તે આખો દિવસ ગમે-તો બાતલ કરવો જોઇએ અથવા દાખલ કરવો જોઇએ. બેંનીગ પાનું ૨૫૪. કાયદો તે દીવસ મુદતની ગણતરી કરવામાં છોડી દેવાનું મનજુર રાખે છે. ટાગોર લો લેકચર પાનું ૨૩૫. પણ કોઇ તાકીદ અથવા હુકમથી ફરીયાદ કરવાનું કામ જેટલી મુદત બંધ રહ્યું હોય તેટલી મુદત બાદ કરતી વખતે પેહેલો દિવસ એટલે જે દીવસે હુકમ કર્યો હોય તે દીવસ ગણતરીમાં લેવાય છે જુવો કલમ ૧૫

હુકમ નામાની નકલ વીગરે મેલવતાં જે મુદત જાય તે મુદત બાતલ કરવી જોઇએ પણ જો નકલ મેલવવામાં ઢીલ થઇ તે ઢીલ અપેલેન્ટ અથવા અરજદારની પોતાની કસુરથી થઈ હોયતો તેને આ ઠરાવનો લાભ મળી શકતો નથી. રામે વીરૂદ્ધ બ્રાઉટન -ઇ-લો રી ૧૦ કલકત્તા ૬૫૨-૬૬૧. કહેલી મુદત ( ૨૦--૩૦--૬૦ અથવા ૯૦ દીવશો) વીતી ગયા પહેલાં નકલ મલવા અરજી આપવી જોઇએ. ઇ લો-રી ૧૦ કલકત્તા. ૬૫૫

કલકત્તા હાઇ કોર્ટે તારીખ ૩૦ અગસ્ટ સને ૧૮૭૯ ના ૩૧ના કરેલ સરક્યુલર મુજબ અરજદારને મૂદતનો લાભ મલવાનો હક થતા પહેલાં અરજદારે કોરટ ફી તેમજ નકલની લખામણી ખરચ વીગેરે આપેલું હોવું જોઇએ.

જે તારીખે નકલ આપવા માટે તૈયાર કરવામાં આવી અને

જે તારીખે અરજદાર તે નકલ લીયે તે વચેની મૂદત તે નકલ મેલવવા માટેજ મુદત કહી છે તે મુદતનો ભાગ નથી. ગોપાલ વી. બ્રોજો ૯ કલકત્તા લો-રી ૨૫૩.

નકલ મેલવવા માટે જોઈતા વખતની ગણતરી કરવામાં જે-દિવસે જોઈતી ફી તેમજ કાગળ વિગરે રજુ કર્યા હોય અને જે દીવસે કોર્ટનો યોગ્ય અધીકારી નકલ આપવા તઇયાર કરી એવો શેરો કરે તે બંને દીવસો ગણવા જોઇએ અને આ બંને તારીખો વચ્ચે જે મૂદત ગઈ હોય તે બંને તારીખો સહીત આખી મૂદત ઠરાવેલી મૂદતની ગણતરી કરતી વખતે બાદ કરવી જોઇએ. ૧૩ વી. રી. ૨૪૫; ૯ કલકત્તા. લો. રી. ૨૫૩.

"હુકમનામા ઉપર અપીલ હોય" આ શબ્દો જો કે મોઘમ છે તોપણ એમ ઠરાવવામાં આવ્યું છે કે રાંણીસરકારને અપીલ કરવાની રજા માગવા બાબતની અરજીનો તેમાં સમાવેસ થાય છે. ઇ-લો રી. ૧ અહલાબાદ. ૬૪૪. અલાહબાદની હાઇ કોર્ટે ઠરાવ્યું છે કે લેટર્સ પેટન્ટ મુજબ અપીલો કરવાને આ પારીગ્રાફ લાગુ નથી. ફાજુલ. વી. ફુલ. ઇ-લો-રી ૨ અલાહબાદ. ૧૯૨

ચોથા પારીગ્રાફ બાબત જુવો રકમ ૧૫૮ અને સીવીલ પ્રોસીજર કોડ કલમ. ૫૨૨

પ્રતીવાદી બ્રિટિશ ઇંડિયામાંથી જેટલી મુદતસુધી ગેરહાજર હોય તેટલી મૂદત મૂકીદેવી.

**૧૩.** કાંઇ ફરિયાદ કરવાની મૂદત કહી હોય તે ગણતી વખતે પ્રતીવાદી જેટલી મુદત સુધી બ્રિટિશ ઇંડિયામાંથી ગેરહાજર હોય તેટલી મૂદત બાદ કરવી.

## ટીકા

**આ કલમના સંબંધમાં કલમ ૯ નીચેની ટીકા જુવો.**

પ્રતિવાદી ( જે પક્ષકાર ઉપર ફરિયાદ કરવાની છે તે ) બ્રીટીશ ઇંડીયામાંથી ગેરહાજર હોય પછે ગમેતો તે ખુસીથી અગર ના ખુશીથી

ગેરહાજર હોય. અને તે ગેરહાજરીપણું કહેલી મુદતની શરૂઆતમાં અગર બીજે કોઈ વખતે થયું હોય તેની ચીંતા નહી નારણજી. વી. મગનીરામ. ઇ લો-રી ૬ મુંબઇ ૧૦૩. આ કેસમાં ઠરાવવામાં આવેલ હતું કે મુદત ચાલુ થયા પછી પ્રતિવાદીની ગેરહાજરી થાય તો તે મુદત વધવાનું કારણ નથી. પણ આ ઠરાવ પાછલથી રદ થયો છે. જુવો. લીક. વીરૂધ. દેવીસ. ઇ-લો-રી ૪ અલાહબાદ. ૫૩.

પરચુરણ "તેમજ હુકમનામાની બજવણી બા.ની" અરજીઓને આ કલમ લાગુ પડતી નથી આશાન. વીરૂધ ગંગારામ. ઇ-લો-રી. ૩ અલાહબાદ ૧૮૫.

બ્રીટીશ ઈંડિયામાંથી વાદીનું ગેરહાજરીપણું અથવા બ્રીટીશઈંડિયામાં પ્રતીવાદીનું કેદમાં રહેવુ. એ મુદત વધવાનું કાંઇ કારણ નથી. ૧૦. વી. રી ૨૫૩.

પ્રતીવાદીની ગેરહાજરીમાં સમન્સની બજવણી થઈ શકે તેવી હોય કે ન હોય તો તેને પણ આ કલમ લાગુ પડેછે પણ જો વાદીથી પ્રતીવાદી ઉપર ફરિયાદ કરવાનું બની શકે તો વાદીને ફરીયાદ કરવાને આ કલમથી અટકાયત નથી. પ્રતિવાદી તરફથી તેનો "એજન્ટ" આ દેશમાં હોય અને તે પ્રતીવાદીના નામથી આ દેશમાં ફરિયાદ કરતો હોય અગર જેના ઉપર ફરિયાદ થતી હોય તેવા કામમાં પણ આ કલમ લાગુ પડે. તે કલમની ભાષા ઉપરથી જણાય છે. પણ હરીંગટન. વી. ગનેસ ઈ-લો-રી ૧૦ કલકત્તા ૪૪૦ ના કેસમાં હાઈ કોર્ટની-"ડીવીઝન બેંચ" પાસે એક તરફી સુનાવણી હતી તે કામમાં આ કલમની ખુલી ભાષા ઉપર લક્ષ આપવામાં આવ્યું હતું નહીં. કોઇ કેસમાં ઘણા પ્રતીવાદીઓ પૈકી કેટલાક ગેરહાજર હોય તો તે બા. શું કરવું તે વિશે આ કલમમાં કાંઈ ખાસ અપવાદ ઠરાવ્યો નથી. આ કાયદાની કલમ ૮ માં વાદીઓ પૈકી કેટલાએક ના લાયક હોય તે બાબત ખાસરીતે ઠરાવ કરેલ છે, અને કલમ ૨૧ માં પ્રતીવાદીઓ પૈકી કેટલાએક પ્રતીવાદીએ અંગીકરણ કર્યું હોય અગર ભરણું કર્યું હોય તે બા. પણ ખાસ ઠરાવ છે. એવો આ કલમમાં કોઈ ખાસ ઠરાવ કરવામાં આવેલ નથી આ કલમના વ્યાકરણીક અર્થ પ્રમાણે. પ્રતીવાદીઓ પછીનો તેઓ સામાયીક દેણદારો હોય તોપણ તે,

ઓ પૈકી કોઈ ગેરહાજર હોય તો તેથી ચાલતી મુદત બંધ રહે નહી. જુવો પેરીસી. જેકસન. ડર્બી અને ઓસાન કવેટ પાનું ૩૮; એનજલ. બારીઆફ ૨૦૪ ની નોટ અને જો વાદી ગેરહાજર પ્રતીવાદીઓની આવતા સુધી રાહા જોઈ બેસે. તો તેની તેઓ ઉપરની ફરીયાદને મુદતનો બાધ લાગે છે. હેમેન્દ્રો. વી. રાજેન્દ્રો. ઇ-લો-રી. ૩ કલકત્તા ૩૫૩-૩૬૦.

ફકત હંગામી કામ માટે જેમકે દાખલા તરીકે મુંબાઈ તરફ આવતા વહાણમાં બેસી મુંબાઇ જોઇ ચાલ્યા જવું. તે બ્રીટિશ ઇંડીયામાંથી ગેરહાજરી પુરી થઈ ગણાય નહીં. બેનીંગ પાનું ૮૭ પણ પ્રતીવાદી બ્રિટિશ ઇંડીયામાં આવ્યો હોય અને વાદીનું અજાણપણું હોય તો તેથી ચાલુ થયેલ મૂદત બંધ રહેતી નથી. ટાગોર. લો. લેકચર પાનું ૫૨૫.

---

હકુમત વગરની કોર્ટમાં પ્રમાણીકપણેથ લાવેલાં કામમાં લાગેલી મૂદત બાદકરવી

**૧૪.** કોઈ ફરિયાદ કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે વાદી અસલ ફરિયાદ લેવાની હકુમતવાળી કોર્ટમાં અથવા અપીલની કોર્ટમાં તેજ પ્રતીવાદી ઉપર બીજી દિવાની ફરિયાદ યોગ્ય તત્પરતાથી ચલાવતો હોય તે ફરિયાદને જેટલી મુદત લાગી હોય તેટલી મુદત હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોયતો બાદ કરવી. એટલે ઉપર કહેલી બીજી ફરિયાદ ફરિયાદના જે કારણ ઉપરથી પેહેલી ફરિયાદ કરી હોય તેજ કારણ ઉપરથી કરી હોય તથા કોઇ કોર્ટમાં તે ફરિયાદ પ્રમાણીકપણે ચલાવી હોય ને તે કોરટને હકૂમત ન હોવાને લીધે અથવા તેવા પ્રકારનાં બીજાં કારણને લીધે તે કોર્ટથી તે ફરિયાદ ધ્યાનમાં લેઈ શકાતી ન હોય તો તે મુદત બાદ કરવી.

દિવાની ઇનસાફનું કામચલાવવાનીરીત

( જે ફરિયાદનું કામ દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૨૦ મી કલમ પ્રમાણે હુકમ કરીને બંધ રાખ્યું હશે તે ફરિયાદ કરવાની મુદત

બાબતના કાય દાનીર૦મીક લમ પ્રમાણેક રેલા હુકમનેપ્ર સંગેતેવીજમુ દતબાદકરવી. કહી હોય તે ગણુતી વખતે હેઠળ લખેલી મુદત બાદ કરવી એટલે ફરિયાદ કર્યાની તથા કામ સદરહુ પ્રમાણે બંધ કર્યાની તારીખની દરમિયાનની મુદત અને જે કોર્ટમાં કામ બંધ કર્યુ હોય તે કોર્ટમાંથી જે કોર્ટમાં તે ફરિયાદ ફરીથી કરવાની હોય તે કોરટમાં જવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત બાદ કરવી)

અરજીને પ્ર સંગે તેવીજમુ દત બાદકરવી. (કોઇ અરજી બાબત જે મુદત કહી હોય તે મુદત ગણતી વખતે અરજદાર તેજ ન્યાય મળવા સારૂ જે મુદતમાં અરજી કરતો હશે તે મુદત હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોય તો બાદ કરવી એટલે ઉપર છેલ્લી કહેલી અરજી કોઈ કોર્ટને પ્રમાણીકપણે કરી હોય ને તે કોરટની હકુમતમાં ખામી હોવાને લીધે અથવા તેવા પ્રકારના બીજા કારણને લીધે તે કોરટથી તે ન્યાય આપી શકાતો નહી હોય તો તે મુદત બાદ કરવી.)

ખુલાસો ૧.—જેટલી મુદત સુધી આગલની ફરિયાદ ચાલુ હતી (અથવા અરજી કરી હતી તે મુદત ગણુતી વખતે જે દીવસે તે ફરીયાદ (અથવા અરજી) કરી તે દિવસ તથા જે દીવસે તે ફરિયાદનું (અથવા અરજીનું) કામ પુરૂ થયું તે દીવસ. એ બેઉ દીવસ ગણવા-

ખુલાસો ૨.—હકુમત નહીં હતી એવા સબબથી અપીલ કરી હોય તે અપીલ બાબત હરકત લેનારો વાદી આ કલમના અર્થ પ્રમાણે ફરીયાદનું કામ ચલાવતો હોય એવું સમજવું.

## ટીકા

આ કલમના સબંધમાં કલમ. ૭ નીચેની ટીકા જોવી.

જો "વાદી" એ અગર તેના તરફથી દાવો રાખનાર બીજા કોઈએ પ્રથમનું કામ ચલાવેલું ન હોયતો તેમા "વાદી" ને આ કલમ લાગુ પડતી નથી. રાજા બોરાદાકુ ઠ. વી. સુકમોઇ ૧ વી. રી. ૨૯

બીજી દીવાની ફરીયાદ યોગ્ય તત્પરતાથી ચલાવતો હોય. તેમાં "કામ ચલવતો" એ શબ્દ વાદી તરીકે કોઇ સખસ કામ ચલા

વતો હોય તેને સાધારણ રીતે લાગુ કરેલ છે. પણ તે શબ્દમાં કોઇ પ્રતીવાદીએ આગલની ફરીયાદમાં સામા લેણાનો દાવો કરેલ હોય અને જો તે હાર્યો હોયતો તેવા સખસનો પણ સમાવેસ કરેલો છે. માહારાજા જગુ ટેનડર. વીરૂધ. દીનદયાલ ૧ વી રી. ૩૧૦. પણ આવા માણસનો સામો દાવો કાંઇ હકુમતની ખામીને લીધે અથવા એવા પ્રકારની બીજી કોઇ ખામીને લીધે કાઢી નાખેલો હોવો જોઇએ. નહીતો પછી આ કલમનો લાભ તેને મલી શકતો નથી હર્દજુનીસા. વીરૂધ. ભઇરવ. ૧૩ કલકત્તા. લો. રી ૨૧૪ વાદીયો ધારતા—હોય કે તેઓની સામે પ્રથમ ફરીયાદ થયેલ તેમાં સામા દાવા તરીકે અમુક રકમનો દાવો કરવા પોતાનો હકછે અને આ તેઓની ધારણામાં કાયદાની કાંઇ હકીકતથી તેઓ ખોટા પડ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે તેઓ (વાદીયો) ને આ કલમનો લાભ મલી શકતો નથી જુવો ઉપરનો કેસ.

અવલ કોર્ટના ઠરાવ ઉપર અપીલ કરવી કે નહી તે બા. વાદી વીચાર કરતો હોયતો તે યોગ્ય તતપરતાથી કોઇ દીવાની ફરીઆદ ચલાવવામાં ગુંથાએલ હતો એમ ઠરાવ્યુછે જો તે કહેલીમુદતમાં કોઇ વખતે અપીલ કરેતો અવલ કોર્ટના ઠરાવની તારીખથી તે અપીલ કોર્ટના ઠરાવની તારીખ સુધીનો વચલો તમામ વખત મુદતની ગણત્રીમાંથી બાદ કરવાનો દાવો કરી શકેછે. રાજકીસ્ટો. વીરૂધ વીરચંદર ૬.વી.રી ૩૦૮. પ્રમાણીક પણે અને યોગ્ય તતપરતાથી કોઇ ફરીઆદ ચલાવેછે કે કેમ? ૧૧ આ સ્વાલ ઘણું કરીને દરેક કેસમાં થોડા અથવા ઘણો અગત્યનોછે કોઈ કામમાં ઈલાકાના સેહેરોમાં કે જ્યાં હોસીઆર વકીલોની ડાહાપણ ભરેલી સલાહ મળી શકે અને તેથી વાદીનું અપ્રમાણીક પણું અને તતપરતાની ખામી ઠરાવવામાં આવે અને ઇલાકાના શેહેરોની બાહારની કોરટોમાં ત્યાંના લોકો કાયદાની ખુબીથી અજાણ્યા હોવાને લીધે તેમજ તે બાબતનું તેઓને વાસ્તવીક રીતે જ્ઞાન નહી હોવાથી તે કામમાં પ્રમાણીક પણું અને યોગ્ય તતપરતા હતી એમ ઠરાવવામાં આવેછે શેઠ કાનદાસ. વીરૂધ ડાયાભાઇ. ઇ.લો.રી ૩ મુબઇ ૧૮૨. ૧૮૪ કોઇ અપીલ અથવા બીજું કામ કે જેની કાયદાએ સ્પષ્ટ રીતે મના કરી હોય

તેવું કામ ચલાવતો હોયતો પ્રમાણીક પણે કોઇ દીવાની ફરીયાદ ચલવે છે એમ ગણાય નહી. રામદાસ. વીરૂધ. વોટસન. લો. રી. ૩૭૧.

કોઈ ફરીયાદ અરજી દાખલ કરી ને પહેલાં પ્રતીવાદી મ-રી ગયો હતો. તે હકીકત પછીથી જણાય તો તેથી વાદીના પ્રમા-ણીક પણા અને તત્પરતાની ખામી તેમ ગણાય નહી ટાગોર લો. લે-ક્ચર પાનું પર૭. વાદી જે પક્ષકાર ઉપર દાવો કરતો હતો તે પ-ક્ષકાર મરી ગયો હતો કે કેમ, તે બાબતની પોતાની ખાત્રી થઇ ન-હીં હતી એમ જો કોર્ટને સાબીત કરી આપે તો પછી તેની (વા-દીની) યોગ્ય સંભાલ અને સાવધગીરી માં ખામી હતી એમ ગણા-ય નહીં. મોહોનચંદર. વીરૂધ. આઝીમગઝી. ૧૨. વી. રી. ૪૫.

કપટથી કોઇ ફરીયાદની રકમ ઓછી કરે અને મુનસફની કો-ર્ટમાં દાવો કરે અને તે કોર્ટ હકુમતની ખામીને લીધે તે ફરીયાદ કાઢી નાંખે તો તે પ્રમાણીક પણે ફરીયાદનું કામ ચલવતો હતો એ-મ ગણાય નહીં "કોઈ દીવાની ફરીયાદ" દીવાની કોર્ટમાં કોઇ ફરીયાદ અપીલ અથવા અરજી કરવી તે દીવાની કામ છે. ટાગો-ર. લો. લેક્ચર. પાનું પર૭. ચડત ઉપજ લેવા માટે બજવણી ખાતામાં કામ ચલાવવું અને ત્યાર પછી ચડત ઉપજ બાબત ફ-રીયાદ કરવી એ બંને દીવાની ફરીયાદો છે. ટાગોર. લો- લેક્ચર પાનું પર૭.

"અસલ ફરીયાદ લેવાની હકુમત વાલી કોરટમાં અથવા અપી-લની કોરટમાં" કોઈ લવાદ અથવા સમજુતી કરનારને કોરટ ગ-ણાય નહી. મનોહર. વીરૂધ. જેબી આપા. ઇ-લો-રી. ૬ મુંબઇ ૩૧.

"અપીલ" એ શબ્દમાં સ્પેશીઅલ તેમજ રેગ્યુલર અપીલનો-સમાવેસ થાયછે. કોઈ વાદી કોઇ ફરીયાદ પ્રમાણીક પણે અને યો-ગ્ય તત્પરતાથી એકજ દાવાના કારણ માટે ચલવતો હોય અને તેમાં (અપીલમાં) અથવા બીજી રીતે તે ફરીયાદના છેવટ ઠરાવમાં વાદી હારે તો જે કોર્ટમાં ફરીયાદ કરવામાં આવેલ તે કોર્ટને ફરિયાદ સાંભલવાની હકુમત નહી હોવાને લીધે તે ફરિયાદ કાઢી

નાંખવામાં આવે પણ તે બધી મૂદત બાદ કરવી જોઈએ. લખી નાથારણ. વીરૂધ. ખેતરે ૨૪. બી. રી. ૪૦૭ ની નોટ પ્રીવીકાઉનસીલ

"પ્રતીવાદી ઉપર" પ્રતીવાદી અથવા કોઈ સખસ તરફથી અથવા તેની મારફત પ્રતીવાદીને ફરીયાદની જવાબ દારી મલી હો-હોય તે શીવાયના બીજા કોઈ સખસ ઉપર પ્રથમ કામ ચાલ્યુ હોય તેનો પ્રતીવાદીમાં સમાવેસ થતો નથી. મના. વીરૂધ. લાલજી ૧. બી. રી. ૧૨૧: પાછળની ફરીયાદમાં પ્રતીવાદીઓ પૈકી એક પ્રતીવાદી ઉપર કોઇ આગલ્યુ કામ ચાલ્યુ હોય અને ખાસ રીતે જો આગલું કામ પક્ષકારો જેઓને પાછળની ફરીયાદમાં પ્રતી-વાદી ગણ્યા હોય તેઓને નહી દાખલ કરવાથી કામ કાઢી નાખ્યુ હોય તો તે પુરતું નથી આવા કામમાં વાદીનો દાવો પ્રતીવાદીમાં-.ના કોઇ ઉપર રહેસે નહીં. નીલમાધવ. વીરૂધ. ક્રીસ્ટાડોસ ૫. બી. રી. ૨૮૧.

કોઇ દેણદાક ઉપર ઇમાનદારીથી કોઈ ફરિયાદ ચાલતી હોય અ-ને દેણદાર તે વખતે મરી ગયો હોય તો. દેણદારના કાયદેસર વારસ વકીલ ઉપર આ કલમ મૂજબ કાયદેસર ફરિયાદ ગણાય પણ કોઈ સખસને ભુલથી દેણદારનો કાયદેસર વારસ ગણીને તેના ઉપર ફરિ-યાદ કરી હોય તો તે કાયદેસર ફરિયાદ ગણાય નહીં ૧૨. બી-રી. ૪૫; ૧૦ મુંબઇ ૨૨૪.

"દાવાનું એકજ કારણ" કોઇ દાવો અથવા માગણી કાયદેસર રીતે મલીશકે તેવો હોયતો તેનો અમલ કરાવવા વાદી પ્રયાસ કરે તે દાવાનું કારણ ગણાય. હરોચંદર. વિરૂધ સુરોધોની ૯ બી-રી ૪૦૨, ૪૦૬.

બંને ફરિયાદોમાં દાવાનું એકજ કારણ હોવુ જોઇએ. વાદી યે એક કુટુંબની એક સાખા ઉપર એક અને તેજ કુટુંબની બીજી સાખા ઉપર બીજી એમ બે ફરિયાદો દરેક સાખાના કબજામાં જે માલમીકત હતી તે માલ મીલકતનો ભાગ લેવા માટે કરી, અને આ બંને ફરિયાદો ગેર વાજબીરીતે કરી. એ કારણથી કાઢી નાંખી. તેમાં ઠરાવવામાં આવ્યું કે. સઘલા ભાગીદારો ઉપર સાધારણ રીતે વેચાણ કરાવવા બાબતની એક ફરિયાદ કરવામાં વાદીને આગલી ફરિયાદો ચલાવવામાં જે મૂદત ગઇ તે

મૂદત, કહેલી મુદતમાંથી બાદ કરાવવા વાદીનો હક નથી. જોઇતારામ. વીરૂધ બાઈગંગા. ૮ મુબઇ ૨૨૮.

"જેકોર્ટને હકૂમતની ખામી હોવાને લીધે અથવા તેવા પ્રકારના બીજા કારણને લીધે તે કોરટથી તે ફરિયાદ ધ્યાનમાં લઇ શકાતી નહોય તો તે કોરટ" એ શબ્દ બ્રિટિશ ઈંડિયામાં જે કોર્ટને હકુમત હોય, તે અથવા બ્રોટિશ ઇંડીયામાં હિંદુસ્તાનની સરકારે જે કોરટ સ્થાપી હોય, તે કોરટનો સમાવેશ થાયછે. એટલુજ નહીં પણ પારકા રાજ્યની કોરટોનો સમાવેસ થાયછે. જુઓ પારી. વી. આપે સામી. ઇ-લો-રી. ૨ મધરાશ ૪૦૭.

'ધ્યાનમાં લઇ સકાતી ન હોય"—હકુમતની ખામીને લીધે અથવા એવા પ્રકારના કારણથી કાયદા મૂજબ સતા હોય નહીં તે.

જ્યાં સુધી કોઈ કોઇ પ્રથમની સરત (જેવીકે કોઇ ખાસ એકટ મુજબ કલેકટર પાસેથી સંરટીફિકટ વિગરે સાથે રાખવા જોઇએ) પુરીપાડવામાં આવેલ ન હોય ત્યાં સુધી કોરટથી કોઇ ફરિયાદ ધ્યાનમાં લઇ સકાતી નહોય તો આ કલમના અર્થ પ્રમાણે તે હકૂમતની ખામી ગણાયછે પુતલી. વી. તુલજાઈ લો-રી ૩ મુંબાઇ ૨૨૩-૨૨૭.

મે. સરબારનેસ પીકોક. કોક સાહેબે ઠરાવ્યું છેકે. જો કોઈ સખ્સના ઉપર ફરીઆદ કરવામાં આવી તે સખ્સ ફરીઆદ કરી તે પહેલાં મરી ગયો હોયતો તે ફરીઆદ ચલાવવા કોર્ટને હકુમત નથી. ૧૨. વી રી-. ૪૫.

કોઇ જમીનની ફરીઆદી કરી હોય તે જમીનની ચતુર સીમા વાદીએ બતાવી ન હોય. અને તેથી કોરટે ફરીઆદ કાઢી નાખી હોયતો તે હકુમતની અગર તેવા પ્રકારની ખામી ગણાય નહી ચંદર. વીરૂધ બીસેસુરી. ૬ વી. રી. ૧૮૪; અથવા કોઇ ફરીઆદ "એજન્ટે " પોતાના નામથી કરી હોય, અને તેથી તે ફરીઆદ કાઢી નાખી હોયતો તે પણ હકુમતની અથવા તેવા પ્રકારની ખામી ગણાય નહીં. રાજેન્દ્રો વીરૂધ. બુલાખી. ઇ લો. રીપોર્ટ; કલકતા ૩૬૭ તેમજ કાયદા મુજબ જે સરત સામો દાવો કરવામાટે કરેલીછે તે સરત નહી હોવાના સબબથી સામો દાવો કોરટે કાઢી નાખ્યો તો તે પણ હકુમતની અગર તેવા પ્રકારની ખામી ગણાય નહીં. ૧૩ કલકતા. લો

રીપોર્ટ ૨૧૪; અથવા કોઇ ફરીઆદમાં ખોટા વાદીઓ સામીલ કર્યા હો ય. અને તેથી કોરટે ફરીયાદ કાઢી નાખી હોય તો તે પણ હકુમતની અ થવા તેવા પ્રકારની ખામી ગણાય નહીં. રામ. વીરૂધ. ગોવીંદ. ઇ–લો. રી ૨ અલાહાબાદ ૪૧૭ દેવ પ્રસાદ. વીરૂધ. પ્રતાબકુંવરી. ૧૩ કલકતા લો. રીપોર્ટ ૨૧૮.

સીવીલ. પ્રોસીજર કોડ કલમ ૯૭;૯૯ આ મુજબ સમન નહીં બજવાથી તેમજ કલમ ૯૮ મુજબ પક્ષકારોની ગેરહાજરીને લીધે. કોઇ ફરીઆ દ કાઢી નાખી હોય અથવા કલમ ૩૭૩ મુજબ કોઇ ફરીઆદ પાછી ખેંચી લીધી હોય. તો તે ફરીયાદ કોર્ટ હકુમતની અગર તેવા બીજા પ્રકારની ખામીને લીધે ધ્યાન ઉપર લેશે કે નહીં. તેવી ફરીયાદ ગણાય નહીં. ૬ વી-રી.૧૮૪; પીરજાદી. વીરૂધ પીરજાદી ઇ લો રી. ૬ મુંબાઇ ૬૮૧ મે. સરપીકોક સાહેબના મત પ્રમાણે કોઈ વાદીએ પોતાનો કેસ બરો- બર રીતે બતાવી સકવામાં કસુર કરી હોય; અગર ફરીઆદ ચલાવવા માં કસુર કરી હોય. અને તેથી તે કેસ કાઢી નાખેલ હોય તો, તે હ કુમતની અગર તેવા પ્રકારની ખામી ગણાય નહીં. ૬.વી-રી. ૧૮૪.૧૮૫ પણ. મે. જેકસનસાહેબના મત પ્રમાણે કોઇ અનીવાર્ય હકીકત બ ને કે જેના ઉપર કોર્ટની સતા ચાલી સકે નહીં. અથવા પક્ષકારોના કૃત્ય સાથે સબંધ ન હોય તેવું કોઈ અકસ્માત કારણ ખુદ કોર્ટનેજ બનેતો તે ખામી કોર્ટની ગણાય. ૬. વીકલી રીપોર્ટ ૧૮૪;૧૮૬.

કોઈ ફરીયાદ હકુમતની ખામીને લીધે કોર્ટે ઠરાવ કરી કાઢી નાખી હોય તો તે ઠરાવ પછી કાયદેસર વ્યાજબી અથવા ગેરવ્યાજબી હોય તેની સતા નહીં. ટેગોર લો. લેકચર પાનું. પર૯. જો આગલી ફરી યાદ ખરે ખર હકુમતની ખામીને લીધેજ કોર્ટે કાઢી નાખી હોય તો વાદી મુદતની ગણત્રીમાંથી તેટલી મુદત બાદ કરાવી સકે. ૯. વીકલી. રીપોર્ટ પાનું ૪૧૦

વાદીની પહેલી ફરીયાદ હકુમતની ખામીને લીધે કોર્ટ કાઢી ના ખે તે પહેલાં તે બીજી ફરીઆદ કરે તો તેને આ કલમ મુજબ તેટલી મુદત વધારે મલે છે. ઇ. ૬. મધરાશ. ૪૫.

પારી ગ્રાફ ૨ જા નીચે ટીકા.

પ્રતીવાદી અથવા બધા પ્રતીવાદીઓ કોર્ટની હકુમતમાં રહેતા ન હોય તેને લીધે કોર્ટથી ફરીયાદનું કામ બંધ રાખવામાં આવ્યું હોય તેવી ફરીયાદને લાગુ પડે છે. ટાગોર. લો. લેકચર પાનું. ૫૨૯ તેમજ જુવો સાથેનું પત્રક ૫૨૩.

પારી ગ્રાફ ૩ જા નીચે ટીકા.

જો પ્રથમ કોઇ ફરીયાદ અથવા તે ફરીયાદ સંબંધી કોઇ અરજી થઈ હોય તો તે ફરીયાદની કહેલી મુદતમાંથી મૂદત બાદ કરવા બાબત આ કલમના પહેલા પારીગ્રાફમાં કહેલુ છે; તેવીજ રીતે- જો કોઇ અરજી પ્રથમ તેજ હકીકત બાબત થઇ હોય તો તે અરજીની કહેલી મૂદતમાંથી મુદત બાદ કરવા આ પારીગ્રાફ કહેછે. આ પારીગ્રાફ મુજબ કોઇ હુકમનામા વાળો પોતાનું હુકમનામુ બજાવવાની અરજીનું કામ કોઈ કોર્ટમાં તે કોર્ટને હકૂમત છે એમ પ્રમાણીક પણે ધારો યોગ્ય તત્પરતાથી મેળવતો હોય, અને જો તે કોર્ટને હકૂમત ન હોય તો તેટલી મુદત કહેલી મૂદતમાંથી હુકમનામા વાલાને મળેછે. રાજા પ્રોમોથોનાથ વીરૂધ વોટસન અન્ડ કંમ્પની ૨૪ વીકલી રી. ૩૦૩; રકમ ૧૭૯ મુજબ યોગ્ય કોરટમાં અરજી કરી હોય તો અરજી કરી ત્યારથી મુદત ગણાય છે. ટેગોર લો. લેકચર પાનુ ૫૩૦. કોઇ કોરટને હકુમત નહોય તેવી કોરટમાં હુકમનામાવાળાએ ઇમાનદારીથી અરજી કરી હોયતો તે મૂદત પણ મુદતની ગણત્રીમાંથી બાદ થાયછે. ટેગોર લો. લેકચર પાનું ૫૩૦.

યોગ્ય વખતમાં અને યોગ્ય તત્પરતાથી "રીવ્યુ" અરજી કરી હોય તો તે "રીવ્યુ" અરજીનું કામ ચાલે તેટલી મુદત અપીલ કરવાનીજ મુદત કહી તે મુદતમાંથી બાદ કરવાનું પૂરતુ કારણ છે. ફુલરસીંગ વી. જીવનસીંગ. સધર્ન. વીકલી. રીપોર્ટ ૭૯.

સીવીલ પ્રોસીજર કોડ કલમ ૨૭૯-૨૮૩ મુજબ કોઇ હરકત લેનારે દાવો કર્યો પણ તે તેનો દાવો કોરટે રદ કર્યો. તેઉપરથી રેવેચાણ બંધ રખાવવા માટે પોતાનો હક ઠરાવવા માટે તેણે "રેગ્યુલર" ફરિયાદ કરી. આ ફરિયાદ ચાલતી હતી તે દરમીયાંન તે મીલકતનું વેચાણ ક

રવામાં આવ્યું. અને પાછળથી તે ફરિયાદ પણ કોરટે માંડી વાલી; હરકત લેનારના કબજામાંજ મીલકત છે. તે મીલકત પોતાની છે અને તે મીલકત વેચાણી તેથી પોતાના કબજાને હરકત થતી નથી એમ હકનું હુકમનામુ મેલવવા માટે હરકત લેનાર બીજી ફરિયાદ કરેછે. અને આગલી ફરિયાદમાં ગએલ મુદત મજરે આપવા માગણી કરી પણ તે મજરે આપવામાં આવે નહીં એમ કોરટે ઠરાવ્યું. રઘુનાથપ્રસાદ. વી. સુરજુપ્રસાદસીંગ. ૨૨ સધરલેંડ વી–રી ૧૬૩.

કોઈ હુકમનામૂ બજવવા માગણી કરવામાં આવ્યુ હોય અને તે હુકમનમાના દેણદારો પૈકી કેટલાએકે સ્પેશીઅલ અપીલ કરી હોય ને બાકીના બીજાઓએ અપીલ કરી હોય નહીં તોપણ જો તે અપીલના કારણો સરવે રીસપોનડેન્ટોને સામાન્ય રીતે લાગુ હોયતો આ કલમ મૂજબ બધા રીસ્પોનડેન્ટ ને મુદતનો લાભ મળેછે. ભુભનસુરી ડેબીઆ વી. ચંદરમુની ડેબીઆ. ૨૧ સધરલેંડ વીકલી રીપોર્ટ ૨૪૩.

આગલી ફરિયાદ ચલવવામાં જે મુદત ગઇ હોય તે મુદત કહેલી મૂદતની ગણત્રી કરતી વખતે બાદ કરાવવા વાદીનો હક છે. કીંવા કેમ, એ સ્વાલનો અર્થ પ્રથમ દરજે આધાર એ ઉપર છે કે દાવાનું કારણ આગલી તેમજ પાછલી ફરિયાદમાં એકજ હોયતો વાદી હક તરીકે તેટલી મૂદત બાદ કરાવી શકે છે. જુઓ. મેં. જોક્ષનો ગ્રંથ પાનુ ૧૦.

---

જેટલી મૂદત સુધી ફરિયાદ શરૂ કરવાનું કામ તાકીદ ઉપરથી અથવા હુકમ ઊપરથી બંધ રહ્યું હોય તેટલી મૂદત મૂકી દેવી.

**૧૫.** કોઈ ફરિયાદ કરવાની મૂદત કહી હોય તે ગણતી વખતે તે ફરિયાદ કરવાનું કામ જે તાકીદ ઉપરથી (અથવા હુકમ ઉપરથી) બંધ રહ્યું હોય તે તાકીદ (અથવા હુકમ) જેટલી મૂદત સુધી ચાલુ રહેશે તેટલી મૂદત (તથા જે દિવસે તે તાકીદ અથવા હુકમ કર્યો હોય તે દિવસ તથા જે દીવશે તે તાકીદ અથવા હુમર રદ કર્યો હોય તે દીવશ) બાદ કરવો.

# ટીકા.

## જુઓ આ સાથેનું પત્રક.

હુકમનામાની બજવણીનું કામ તાકીદ હુકમથી બંધ રહ્યું હોય તો પણ હુકમનામાની બજવણીની અરજીઓને આ કલમ લાગુ પડતી નથી. જુઓ ટેગોર. લો. લેકચરપાનું ૫૩૦. પણ હુકમનામા વાલાની અરજી તાકીદ હુકમ બંધ કર્યા પછી ધ્યાનમાં લેતાં ઊપલી અડચણ દુર થાયછે. કેમકે હુકમનામાવાલાની અરજી તો માત્ર આગલું કામ (તાકીદ હુકમથી બંધ રહ્યું તે ) ચલાવવાનું જારી રાખવા બાની એક ફક્ત અરજીછે. કલ્યાણભાઇ વીરૂધ. ધનસામ ઈ.લો.રી.૫ મુબાઈ ૨૯; કાઝીલટદુલ. વી. સંજુદીન ૧૦ કલકત્તા લો. રીપોર્ટ. ૧૪૩

આકલમમાં તો ફકત તાકીદ હુકમથી કોઇ ફરીઆદ બંધ રહી હોય તે બાબત કહેલુંછે અને "ફરીઆદ" એ શબ્દમાં અરજીનો સમાવેશ કરેલો નથી જુઓ આ કાયદાની કલમ. ૩. અ.

"લા લીધા બાબતની ફરીયાદ ચાલતી હોયતે મુદત રજીષ્ટર થયેલ લેણદારોના દાવાના સંબંધમાં આ કલમ મૂજબ બાદ કરવી જોઇએ. જુવો.મે. રીવાજ પાનું ૪૮

જુઓ. સી. પ્રો- કોડ કલમ. ૩૨૫ આનો ઠરાવ.

---

*હુકમનામૂ બજાવવા સારૂ કરેલું વેચાણ રદકરવાનો યત્ન હુકમનામા વાળો દેણદાર જે મૂદત માં કરતો હોય તે મૂદત મૂકી દેવી.*

**૧૬.** હુકમનામુ બજાવવા સારૂ કરેલા વેચાણમાં જે ખરીદદાર હોય તેને કબજો લેવાની ફરિયાદ કરવી પડેતે ફરિયાદ બાબત જે મુદત કહી હોય તે મુદત ગણતી વખતે તે વેચાણ રદ કરવા સારૂ હુકમનામાવાળો દેણદાર જેટલી મૂદત સુધી કામ ચલાવતો હોય તેટલી મુદત બાદ કરવી.

## ટીકા.

જુઓ આ સાથેનું પત્રક. અને ગોપાલ વીરૂધ રાજચંદર ૨. વીકલી. રીપોર્ટ. પરચુરણ. ૯
આ કલમમાં આગલુ કામ ચલાવનાર હુકમનામાનો દેણદાર હોવો જોઇએ. અને હુકમનામાવાલો અથવા વાદી હોવો જોઇએ નહીં. અને આગલા તેમજ પછીના બને કામમાં દાવાનું કારણ એકજ હોવાની જરૂર નથી. તેમજ પ્રમાણીકપણું, યોગ્ય તતપરતા, અને હુકમતની ખામી, એસરતોની પણ આકલમ મુજબ જરૂર નથી. જુઓ ટેગોર. લો. લેકચર પાનું ૫૩૧.

---

ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થયા પેહેલાં મરણ થાય તેનું પરીણામ.

**૧૭.** ફલાણું માણસ જીવતું હોય તો તેને ફરિયાદ કરવાનો (અથવા અરજી કરવાનો) હક હોત તે માણસને હક પ્રાપ્ત થયા પેહેલાં મરણ પામે ત્યારે તે ફરિયાદ (અથવા અરજી) કરવાની મુદત, તે મરનાર માણસનો કાયદાસર વારસ વકીલ તે ફરિયાદ (અથવા અરજી) કરવાને લાયક થયો હોય ત્યારથી ગણવી.

ફલાંણું માણસ જીવતું હોત તો તેની ઉપર ફરિયાદ કરવાનો (અથવા અરજી કરવાનો) હક પ્રાપ્ત થયો હોત તે માણસ હક પ્રાપ્ત થયા પેહેલાં મરણ પામે ત્યારે તે ફરિયાદ (અથવા અરજી) કરવાની મુદત વાદી જેની ઉપર તે ફરિયાદ અથવા અરજી કરી શકે એવો કોઇ તે મઇયત માણસનો કાયદાસર વારસ વકીલ જ્યારે થયો હોય તે વખતથી ગણવી.

(અગ્રક્રિયાધિકાર અમલમાં આણવા બાબતની અથવા) સ્થાવર મીલકતના અથવા વંશપરંપરાના હુદ્દાનો કબજો મળવા બાબતની ફરિયાદોને આ કલમના પેહેલા ભાગનો કોઇ ઠરાવ લાગુ નથી.

## ટીકા.

જુઓ. સાથેનું પત્રક.
ફરીઆદ કરવાનો હક પ્રાપ્ત થાયતે પહેલાં મૃત્યું નીપજે તો દાવાનું કા

રણ ઊતપન થાય તે તારીખે નહીં પણ પછીની તારીખથી મૂદત ગ ણાયછે. જેથી કાયદા મુજબ દાવાનું કારણ ઊતપન થાય ત્યાં સુધી મુ- દત બંધ રહેવાથી ચાલતી મુદત પણ વાસ્તવીકરીતે અટકેછે- જુઓ ટે ગોર. લો. લેકચરપાનું ૨૩૮ ની નોટ કોઇ સક્ષ ફ્રીઆદ કરવાને કાયદા મુજબ લાયક ન હોય ત્યાં સુધી તેમજ જે સક્ષ ઉપર ફ્રીઆદ કરવાની હોયતે હયાત ન હોય ત્યાં સુધી દાવાનું કારણ પુરેપુરૂં બનતું નથી. જો તે પ્રમાણે દાવાનું કારણ પુરેપુરૂં ઉતપન થયું હોય અને મૂદત ચાલુ થઇ ગઇ હોય તો પછીથી ફ્રીઆદ કરવાને કોઇ નાલાયકી અથવા અશક્તપણું આવવાથી ચાલુ થએલ મુદત બંધ રહેતી નથી. જુવો ક લમ ૯ અને તે નીચેની ટીકા,

પણ. ફરીઆદ કરવાનો હક લેણદારને પ્રાપ્ત થયો ન હોય અને તેની વીરૂધ મુદત ચાલુ થઇ ન હોયતો તેનું (લેણદારનું) મરણ થયું અને તેનો કાયદેસર વારસ હયાત હોય અને તે ફ્રીઆદ કરવાને કાયદા મુજ બ લાયક થાય ત્યાં સુધીના તમામ વખત સુધી મરનાર લેણદારની વી રૂધ્ધ ચાલું થયેલ મૂદત બંધ રહેવાની. જુઓ. ટેગોર. લો. લેકચરપા નું ૫૩૧ જો તે વખતમાં દાવાનું કારણ ઊતપન થાય તો લેણદારનો કાયદેસર વારસ જે તારીખે થાય તે તારીખથી તે વારસને ફ્રીઆદ કરવાને પુરેપૂરી મૂદત મલેછે. તેમજ દાવાનું કારણ ઊતપન થવા પ હેલાં જો દેણદાર મરી જાય તો તે કામમાં જ્યાં સુધી દેણદારનો કા યદેસર વારસ હોય નહીં ત્યાં સુધી લેણદાર વીરૂધ મુદત ચાલુ થતી ન થી. ટેગોર. લો. લેકચરપાનું ૫૩૧. અગ્રક્રીયાધીકાર અમલમાં આણવા બાબતની અથવા સ્થાવર મીલકતનો, તેમજ અથવા વંશ પરમપરાની જગ્યોનો કબજો મલવા બાબતની ફરીયાદો સીવાય બીજી બધી ફ્રીયાદો ને આ કલમ લાગુછે. જો આ કલમ ઊપરની અપવાદ વાલી ફરીયા દો તે લાગુ કરવામાં આવી હતતો હકની સલામતી રહેત નહીં. ટેગો ર. લો. લેકચરપાનું ૫૩૧.

કાયદેસર વારસ વકીલ એટલે(૧૮૬૫ના એકટ ૧૦)જેકે વારસા પ્રકરણનો છે તેની કલમ ૧૭૯ મૂજબ તેમજ પ્રોબેટ અને એડમીનીસ્ટ્રેશન આ કટ (૧૮૮૧ નો ૫ કલમ ૪ મુજબ મરનારનો એડમીનીસ્ટ્રેટર (મરણોત્તર

વહીવટ ચલાવનાર )તેમજ એકઝી ક્યુટર (મરનારે પોતાનું વસીયત બજ વવાને ઠરાવેલો ધણી ) મરનારનું સઘલું કામ કરવાને કાયદેસર વારસ વકીલછે; એને એકઝીક્યુટર અથવા એડમીનીસ્ટ્રેટર તરીકે મર- નારની સઘલી માલમીલકત તેને મલેછે. જે સક્ષોને વારસા પ્રકરણ લાગુ પડેછે તે સક્ષોનો કોઇ એકઝીક્યુટર કે જેણે પ્રો બેટ મેળવેલું હોય તે. અથવા કોઇ એડમીનીસ્ટ્રેટર કે જેણે મર્ણો- ત્તર વહીવટ ચલાવવાની સનદ મેળવી હોય, તે સીવાય બીજો કો ઈ સખસ મરનારનો કાયદેસર વારસ વકીલ ગણાય નહીં. પોગોસ. વી. બીબીદીસ ખુન. ૨. કલકત્તા. લો. રી. ૨૭૮. બંગાલાના લોવર પ્રો વીન્સમાં તેમજ મદ્રાસ તથા મુંબઈ એ શેહેરોમાં કોઇ હીંદુ વસીયત નામું કરી મરી ગયો હોયતો વીલમાં જે એકઝીક્યુટર અથવા એડમી સ્ટ્રેટર હોય તેજ તેનો ફકત કાયદેસર વારસવકીલ ગણાયછે. જુવો૧૮૭૦. નો આકટ. ૨૧મો. બીજા હીંદુ તેમજ જે સખસોને હીંદુસ્તાનનો વારસા પ્રકરણ એકટ લાગુ નથી તે સખસોની બાબત જે સખસોએ પ્રોબેટ અ થવા એડમીનીસ્ટ્રેશન મલવાં બાબત અરજી કરી હોય અને તે અર જી ઉપરથી પ્રોબેટ અથવા એડમીનીસ્ટ્રેશન તેમને મલેલું હોય તે સ ખસ ફકત મરનારનો કાયદેસર વારસ વકીલ થાયછે. જુવો ૧૮૮૧ ના એકટ. ૫ ની કલમ. ૮૨; જુવો પ્રોબેટ અથવા એડમીનીસ્ટ્રેશન મલ વા બાબત અરજી કરવામાં આવી ન હોય અગર તેમને મલે નહીં તો મરનારના વારસ અથવા મરનારની મીલકત વીલથી જે સખને મ- લી હોય તે મરનારના કાયદેસર વારસ ગણાયછે. ગ્રીનડર વીરૂધ. મેકીનટોસ. ૪ કલત્તા. લો-રી ૧૯૩-૨૧૦.

આ જગોએ બતાવવું જોઇએ કે કોઇ એકઝીક્યુટર વીલ સાબીત કર્યા પેહેલાં ફરિયાદ કરી શકેછે અને તેણે વીલ સાબીત કર્યા પછી અથવા તે વીલ સાબીત કર્યા પેહેલાં તેણે એકઝીક્યુટર તરીકે કા- મ કર્યું હોય તે પછી તેની ઉપર ફરિયાદ થઇ શકેછે, પણ કોઇ એડમીનીસ્ટ્રેટર મર્ણોતર વહીવટ ચલાવવાની સનંદ મળ્યાની તારીખથી જ ફકત તે ફરિયાદ કરી સકેછે અથવા તેના ઉપર ફરિયાદ થઇ સકેછે. જુવો ડરબી અને બોસાનકવેટ પાનું ૩૧-૩૩; બેનીંગ પાનું.

૨૨૯-૨૩૨.

કોઇ વસીયતનામું કીધા વગર મરી ગયેલ સખસ (જેને હિંદુસ્તાનનો વારસા પ્રકરણ લાગુ હોય તેવો) ની જીંદગાનીનો વીમો ઊતરાવેલ હોય તેની રકમ. ૮૬ મુજબ કોઇ એડમીનીસ્ટ્રેટર ફરિયાદ કરે તો તે બા. આ કલમના પેહેલા પારિગ્રાફમાં કહેલું છે.

કોઇ એજંટના મોત પછી તેની એજનસી (આડત) બંધ પડી હોય તેના એડમીનીસ્ટ્રેટર ઉપર રકમ. ૮૯ મુજબ હિસાબ લેવા માટે કોઇ ફરિયાદ કરવામાં આવે તે બાબત આ કલમના બીજા પારાગ્રાફમાં કહેલું છે. જુવો લોલેસ વિરૂધ. કલકત્તા લેનડીંગ એન્ડ સીપીંગ કમ્પની. ઈ-લો-રી. ૭ કલકત્તા. ૬૨૭.

જો આવું દાવાનું કારણ કોઇ સગીર અથવા ચલેલ વારસ વકીલને પ્રાપ્ત થાય તો તેને કલમ. ૭ તેમજ આ કલમનો લાભ મલે છે.

---

કપટનું ફળ. **૧૮.** કોઇ માણસને ફરિયાદ કરવાનો (અથવા અરજી) કરવાનો હક્ક છે ને તેને તે હક્ક હોવાનું કપટથી માલમ પડવા દીધું નહી હોય અથવા જે અખિકાર ઉપરથી તે હક્ક હોય તે અધિકાર તેને કપટથી માલમ પડવા દીધો નહીં હોય ત્યારે,

અથવા સદરહુ પ્રકારના હક્ક શાબેત કરવાને જે દસ્તાવેજની જરૂર હોય તે દસ્તાવેજ (તેનાથી) કપટથી સંતોડયો હોય ત્યારે,

હેઠળ લખેલાં માણસો ઊપર ફરિયાદ કરવાની અથવા અરજી કરવાની મુદત ગણવી તે એટલેઃ-

(અ) જે માણસે કપટ કર્યું હોય, અથવા કપટ કરવામાં જેણે મદદ કરી હોય તે માણસ ઉપર. અથવા

(બ) તે માણસના સંબંધથી જે કોઇ માણસ પ્રમાણીકપણા વગર તથા કીમતદાર બદલો આપ્યા વગર (બીજી રીતે) દાવો કરતો હોય તે માણસ ઉપર ફરિયાદ કરવાની (અથવા અરજી ક-

રવાની મુદત ગણવી તે.

કપટથી જે માણસનું નુકશાન થયું હોય તે માણસને કપટ પેહેલ વેહેલું જ્યારે સમજાયું હોય તે વખતથી ગણવી; અથવા સંતાડેલા દસ્તાવેજને પ્રસંગે તે દસ્તાવેજ હાજર કરવાનું અથવા હાજર કરાવવાનું સાધન તેને પ્રથમ જ્યારે પ્રાપ્ત થયું તે વખતથી ગણવી.

## ટીકા.

કોઈ કામમાં કોઇ સખ્સે સંતાડેલા કપટથી કંઈ માલમીલકત મેલવેલ હોય અને તે સખસ પાસેથી બીજા કોઈ સખસે પ્રમાણીક પણે કીમતદાર મોબદલો આપીને તે મીલકત ખરીદ કરી હોય તો જે સખસનો તે માલમીલકત ઉપર હક હોય, અને જે વખતે તે માલમીલકત એવા કપટના કારણથી ગઇ હોય તે વખતથી એવા ખરીદ કરનાર સામે વીરૂધ કબજો ગણવાની મૂદત ચાલુ થાયછે. ટેગોર- લો. લેકચર પાનું.-૧૬૪–૬૫

ટ્રસ્ટી અથવા ગીરો રાખનાર પાસેથી કંઇ મીલકત ખરીદદાર ખરીદ કરે તો તે (ખરીદદાર) વેચનારનો શું હીત સંબંધછે તે યોગ્ય તત્પરતાથી જાણીશકે પણ જે સખ્સે કપટથી કઇ મીલકત મેલવી હોય તે સખ્સ પાસેથી તે મીલકત ખરીદ કરે તો, તેને (ખરીદ કરનારને) વેચનારના હકમાં કાંઇ ખામી છે તે જાણવાને કાંઇ સાધન હોતું નથી. આ કારણને માટેજ આ કાયદાએ ટ્રસ્ટી, ગીરો રાખનાર, અને થાપણ રાખનાર પાસેથી મીલકત ખરીદ કરે તે ખરીદદારોની માફક આ ખરીદદારને ગણેલો નથી. જુવો. તા. ૨૬ ફેબરવારી સન ૧૮૪૨ નો ૪–લો. કમીશનરનો રીપોર્ટ.

આ દેશનો મુદતનો કાયદો સ્પષ્ટ હોવાથી કબજો મેલવવામાં બદદયાનત વાપરી હોય, તો તેથી કબજેદારને આ કલમનો લાભ લેવામાં અટકાયત થતી નથી. કુવરપોરેશ વી. વોટશન ૫. વી. રીપોર્ટ. ૨૮૩.

પરિયાદ કરવાનો વાદીને હક છે, તે બાબત પોતાનું અજાણ-

પણું હોયતો તેથી તેના વીરૂદ્ધ ચાલુ થએલ મુદત બંધ રહે તી નથી, પણ જો તે અજાણપણું પ્રતીવાદીના કપટથી થયું હોયતો મૂદત બંધ રહેછે. આરૂલ વી. લાલા ગોપીનાથ. ૮ વી. રી. ૨૩.

કપટ બનવામાં "નુકશાંન થએલા સખસને નુકશાન વાલુ કામ ફક્ત જાણવામાં હતુ નહીં અથવા કોઈ હકદાર માલીક ના અ જાણ પણામાં કોઇ સખ્સ હક શીવાય માલ મીલકતનો કબજો ભોગવતો હોય તો, તેટલાં કારણ પુરતાં નથી; પણ—ભરૂશાનો કાંઇ ખોટો ઉપયોગ થવો જોઈએ, તેમજ ઈરાદા પુર્વક ઠગાઈ કરેલી હોવી જોઇએ, અથવા જાણી બુજીને કાંઈ હકીકત છુપાવેલી હો– વી જોઇએ તોજ કપટ બને છે " જુવો ડરબી અને બોશાન ક- વેટ પાનું. ૧૯૩.

સ્થાવર મીલકતના સંબંધમાં કોઈ સખસ ગેરવાજબી રીતે કોઇ કબજા ઉપર જાય તો તેટલી હકીકતથીજ સંતાડેલું કપટ બનતું નથી પણ ઈરાદા પુર્વક કપટથી કોઇ સખ્સને કબજા ઉપ- ર કાયદેસર રીતે કોનો હક છે; તે હકીકત જાણ્યા છતાં તે હ કીકત છુપાવે અને તે છુપાવવાથી તે કબજો લે ત્યારેજ સંતાડેલું કપટ ગણાય. પેટરી. વી. પેટરી. ૧ ડરઉ ૩૯૩; બ્રાઉન પાનું. ૫૦૫

આ કલમમાં નીચે લખેલા ત્રણ વરગના કેસોનો સમાવેસ થાય છે.

૧. જે કામમાં દાવાનું કારણ અથવા ફરિયાદ કરવાનો હક પ્ર– તીવાદીના કપટથી વાદીથી સંતાડવામાં આવ્યો હોય તે.

૨. જે કામમાં કોઇ હક ઉપર ફરિયાદ કરવાનો હકનો આધાર હોય તે ઉપર મુજબ સંતાડવામાં આવ્યો હોય તે.

૩. જે કામમાં એવો હક સાબીત કરવાને કોઈ જરૂરી દસ્તા વેજ ઉપર મૂજબ સંતાડવામાં આવ્યો હોય તે.

પહેલાં બે વરગના કેસોમાં દાવાના કારણની તારીખ જે તા રીખે વાદીને ( અથવા જે સખસ તરફથી અથવા મારફત ફરિયા- દ કરવાનો તેને હક મળ્યો હોય તે સખસ ) કપટ પહેલ વહેલું જા

જાણવામાં આવ્યું હોય તે તારીખથી ગણાય છે. જુવો ટાગોર. લો. લેક્ચર પાનું. ૫૩૩.

ત્રીજા વરગના કેશોમાં દાવો કરવાનું કારણની તારીખ જે તારીખે વાદી ( અથવા જે સખસ તરફથી અથવા મારફત ફરિયાદ કરવાને તેને હક મલો હોય તે સખસ )ને દસ્તાવેજ પહેલ વહેલું રજુ કરવાનું સાધન મલ્યું તે તારીખથી અથવા તેને ( દસ્તાવેજને ) રજુ કરવાની ફરજ પાડવામાં આવી તે તારીખથી ઉતપન થાય છે; જુવો ટાગોર, લો. લેકચર પાનું ૫૩૩.

જે કામમાં દાવાનું કારણ મુળમાં કપટ હોય અથવા કોઇ બક્ષીસ આપવામાં કપટ હોય તો રકમ ૯૫ મુજબ વાદીને વધારે મુદત મલે છે.

વાદીનો ફરિયાદ કરવાનો હક અથવા તેનો ( વાદીનો ) હક અથવા કોઇ જરૂરનો દસ્તાવેજ પ્રતીવાદીએ કપટથી સંતાડેલો હોય, તોજ આ કલમ લાગુ પડેછે. ટાગોર. લો. લેકચર પાનું. ૫૩૩

જો પ્રતીવાદીએ કાંઇ ગેરવાજબી અથવા નુકશાન ભરેલુ કૃત્ય કર્યુ હોય અને તે ગેરવાજબી કૃત્ય વાદીથી છુપાવવાને માટે પ્રતી વાદી કપટથી કાંઇ ઇલાજ લીયે તો જ્યાં સુધી વાદીને તે ગેરવાજબી કૃત્યની ખબર પડે ત્યાં સુધી તેની ( વાદીની ) વીરૂધ મુદત ચાલુ થતી નથી ટાગોર લો- લેકચર પાનું. ૫૩૩

જો કોઈ સ્થાવર મીલકતનો વેચનાર તેમજ ખરીદદાર (વેચાતું રાખનાર ) વાદીથી વેચાણની હકીકત ઇરાદા પુર્વક અને ચતુરાઇથી સંતાડે એવા હેતુથી કે તેનો ( વાદીનો ) અગ્ર ક્રીયા અધીકારનો હક તે ( વાદી ) અમલમાં લાવી શકે નહી તો વાદીના ઉપર કપટ કરવામાં આવ્યું તે જ્યારે તેના જાણવામાં આવે ત્યારથી તેની (વાદીની ) વીરૂધ મુદત ચાલુ થાય છે જુવો રી. પાનું.૫૦

કપટ વાલા કરારની રૂએ કોઇ વાદીની ઈસ્ટેટ ( વજીફા ) નુ વેચાણ રેવન્યુ કોર્ટથી થયેલ છે એવા ખોટા બાના ઉપરથી તે ( વાદી ) જે તે ઇસ્ટેટમાંથી કાઢી મૂક્યો હોય અને તે કપટ એવું રચવામાં આવ્યુ હોય કે વાદીને માનવાનું કારણ થાય કે તેને દાવો કર-

વાનો હક કોઇ પણ પ્રકારે રહેલ નથી તો જે કપટથી વાદીનો આ-કલમનો લાભ મલવા હક છે. દુવારકાનાથ વીરૂધ રાજા અજોધીયા-રામ ઈ. લો- રી. કલકત્તા પાનું ૮ ની નોટ. આબરૂને નુકશાન થાય તેવા સરકારી રીપોર્ટની નકલો પાસે રાખવી એવા ખાસ ઇરાદાથી કે કોઇ વાદીને મૂદતનો પ્રતીબંધ લાગે તો તે પણ સંતાડેલું કપટ થઈ શકે. ૧ ઇડીઅન જુરીષ્ટ શોર્ટનોટ ૧૯૨

જો કોઇ પ્રતીવાદી વાદીના તેના સંબંધને લીધે, અથવા બીજી કોઇ રીતે તેને (વાદીને) કાંઇ ખબર આપવા બંધાએલો હોય, અને તે પ્રમાણે તે ખબર આપે નહીતો તે જોકે ઉઘાડું કપટ ગણાય નહી. તો પણ સંતાડેલુ કપટ ગણી સકાય બ્રાઉન પાનું ૫૦૫ ને ૫૦૬; જુઓ કરાર બેડા કલમ ૧૭ કોઇ આરતીઆ તેના મુખી તરફથી પૈસા લીએ અને તે હકીકત મુખીને જણાવે નહીં તો તેણે (આડતીયે) કપટ કર્યું ગણાય; અને તે પૈસા પાછા લેવાને વાસ્તે તે મુખી ફરિયાદ કરે તો તે ફરિયાદને આ કલમ લાગુ પડે છે. હોસીન વીરૂધ સૈયદ તુસુદક. ૨૧. વી. રી. ૨૪૫

કોઈ સખસને વશીયતનામુ કરી આપ્યું હોય તે સખસથી કોઇ વીલ કપટથી સંતાડે તો તેના ( જે સખસને વશીયતનામૂં કરી આપું તે સખસના ) હક તેમજ વીલ મુજબ જે વારસો તેને મલવાનો હક હોય, તે હક સાબીત કરવાને જરૂરનું દસ્તાવેજ કપટથી સંતાડેલુ ગણાય. પણ કોઇ દસ્તાવેજ ફકત પુરાવામાં ઉપયોગનું હોય તો તે આ કલમના અર્થ પ્રમાણે જરૂરનો દસ્તાવેજ કહેવાય નહી: લખમી નરસુ- વી ઓકીનીદ મદ્રાસ ૨૩ રોબર્ટ વીરૂધ લોમબાર્ટ ૧ ઇંડીયન જુરીષ્ટ શોર્ટનોટ ૧૯૨.

ત્રીજા સખસે કપટ કર્યું હોય તો પ્રતીવાદી ઉપર મુદત વધતી નથી પણ જો તે ( પ્રતીવાદીયે ) કપટ કરવામાં મદદ કરી હોય અથવા ત્રીજા સખસના જેવું પ્રતીવાદીનું હીત હોય તો પ્રતીવાદી ઉપર મૂદત વધે છે. રામદયાલ વીરૂધ. અજોધ્યા ૪–લો: ૨ કલકત્તા ૧; ગોપાળ. વીરૂધ પેશીમ ૧ બેંગોલ લો–રી. ૭૬

કોઇ સખસે કપટ કર્યું હોય અથવા કપટ કરવામાં મદદગાર

હોય તે સખસ પાસેથી કોઈ સખસે પ્રમાણીક પણે અને કીમત દાર માંબદલા માટે કાંઈ લીધું હોય. તો કપટ કરનારને જે મુદતનો નીયમ લાગુ પડેછે તે તેને લાગુ પડતો નથી આ પ્રમાણીક પણે ખરીદ કરનાર ઉપરની કોઇ ફરિયાદમાં જે તારીખે વાદીને કપટ જાણવામાં આવ્યું તે તારીખથી અથવા જે તારીખે તે ખરીદ કરવામાં આવી હોય તે તારીખથી પણ તે ( વાદી ) મુદત ગણી શકતો નથી આવા કામમાં વાદીની વીરૂધ અને પ્રતીવાદીના ( ખરીદ કરનારના ) લાભમાં દાવાનું મૂળ કારણ બન્યું તે તારીખથી મુદત ચાલુ થાય છે. જુવો ટાગોર; લો–લેકચર પાનું ૧૬૪ એવા ખરીદ કરનારનો વીરૂધ કબજો જે વખતે તેને વાદીની મીલકતથી વેચનારના કપટથી ગઇ હોય તે વખતથી સરૂ થયો ગણાય છે તેથી કરીને જો ખરીદદારે તે મીલકત ખરીદ કરી તે પહેલાં કહેલી મુદત વીતીગઈ હોયતો તે ખરીદીને બીલકુલ હરકત થતી નથી જુવો બેંનીગ પાનું ૨૨૧. કપટના કરનાર સખસનો કોઇએ વારસો લીધો હોય અથવા બક્ષીસ લીધી હોય તે સખસનું તેમજ અપ્રમાણીક પણે કાંઇ કીમત આપી ખરીદ કરી હોય તો તે ખરીદ કરનારનું પણ આ કલમથી રક્ષણ થતું નથી ટાગોર. લો. લેકચર પાનું ૫૩૪

પહેલા બે વરગના કેસોમાં જે તારીખે પહેલ વહેલુ કપટ જાણવામાં આવે તે તારીખથી મુદત ચાલુ થાયછે પણ યોગ્ય તત્પરતાથી પહેલ વહેલુ તે કપટ જાણું હોય. અથવા શોધી કાઢ્ુ હોય તે તારીખથી મુદત ચાલુ થતી નથી ટેગોર- લો. લેકચર પાનું ૫૩૪ પણ જોકે વાદીના તરફથી તત્પરતાની ખામી હોવાથી આ કલમ મૂજબ તેનો (વાદીનો) હક છીનાવી લેવાતો નથી. તોપણ કપટનુ જાણુ પણું થવાને વાદીને સાધનો હતા. તે ઉપરથી કોર્ટ ઠરાવી શકે કે વાદીને કપટની પુરેપૂરી ખબર હતી. ૮ કલકતા લો. રી. ૧૮૪; ટેગોર. લો લેકચર પાનું ૨૨૬.

વાદી કપટ કહેતો હોયતો તેનો સ્પષ્ટ પુરાવો આપવો જોઇયે. બ્રાઉન પાનું. ૫૦૩, ૫૦૪; ઇ- લો- રી. ૩ મદ્રાસ. ૩૮૪-૩૯૭ પ્રીવી કૌનસીલ.

કોઇ કામમાં વાદી એમ કહેતો હોયકે કોઈ બક્ષીસ જે તે રદ ક રવા માગતો હોય તે પોતાથી કપટ ભરેલી રીતે સંતાડેલ હતી તેમાં પ્રીવીકાઉનસીલે ઠરાવ્યું છેકે કપટ જાણવાને તેને સુંપ્રસંગ બન્યો, અ થવા કઇ હકીકતથી કપટછે એમ તેના જાણવામાં આવ્યું તે તેણે(વા દીયે) બતાવવું જોઇયે; અને તેથી વાદીએ અજાયબ રીતે ગફલતી કર્યા નો તકશીરવાન હોયતો હદથી જાદે વરતુણુક ચલાવવાનો તકસીરવાનછે તો તેને પોતાની વર્ત્તણુકે(ગફલતી) બાબતનો ખુલાસો કરવો જોઇએ વંકેટ સ્વરા વીરૂધ સેબારી. ઇ. લો. ૩ મદ્રાસ. ૩૮૪; ૩૯૯ પ્રીવીકા-ઉનસીલ.

---

લખેલા અંગીકરણનું પરીણામ.

**૧૯.** કોઇ માલ મીલકત બાબત અથવા હક બાબત ફરિયાદ અથવા અરજી કરવાની મુદત કહી હોય તે મુદત પુરી થયાની અગાઉ સદરહુ પ્રકારની માલમિલ કત બાબતની અથવા હક બાબતની પાત્રતાનું અંગીક- રણ લખેલુ થાય ને તે માલ મિલકત બાબત અથવા હક બાબત જે આસામી ઉપર દાવો હોય તે માણસે અથવા જે મા ણસના સંબંધથી તેને અધિકાર અથવા પાત્રતા પ્રાપ્ત થઇ હોય તે માણસે તે લેખ ઉપર સહી કરી હોય તો અસલની પાત્રતાના સ્વરૂપ પ્રમાણે નવી મુદત અંગીકરણના લેખ ઉપર જે વખતે સદરહુ પ્રમા ણે સહી થઇ તે વખતથી ગણવી.

અંગીકરણના લેખ ઉપર તારીખ ભરી ન હોય ત્યારે કઇ વખતે તે લેખ ઉપર સહી થઇ એ બાબત મ્હોડાની સાક્ષી લેવાનો અધિકાર છે પણ તે લેખમાંના મચકુર બાબત મ્હોડાની સાક્ષી લેવી નહી.

ખુલાસો:૧—અંગીકરણના લેખમાં માલમિલકતનો અથવા હકનો બરાબર પ્રકાર લખેલો નહી હોય અથવા અવેજ આપવાની અથવા સ્વાધીન કરવાની અથવા પુરો કરવાની અથવા ઉપભોગ કરવાની વ- ખત હજુ આવી નથી એવું તેમાં લખ્યું હોય અથવા અવેજ

આપવા બાબતનો અથવા સ્વાધીન કરવા બાબતનો અથવા પુરો કરવા બાબતનો અથવા ઉપભોગ કરવા દેવા બાબતનો નકાર તેમાં હોય અથવા કાંઇ રકમ મજરે લેવાનો દાવો તેમાં સામેલ કરયો હોય અથવા માલ મિલકત ઉપર અથવા હક્ક ઉપર જે માણસનો અધિકાર હોય તે માણસ શીવાય બીજા માણસના નામનો તે લેખ હોય તોય પણ તે અંગીકરણનો લેખ આ કલમના કારણ સારૂ પુરતો છે એમ સમજવું.

(ખુલાસો: ૨.—આ કલમમાંના "સહી કરી" આ શબ્દોનો અર્થ જાતે અથવા યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યાર મારફત સહી કરી એવો સમજવો.)

## ટીકા

અંગીકરણના સંબંધમાં આ કલમમાં કોઇ પણ જાતના વચનો બાબત કહેલુ નથી. પણ જો કોઇ તાજુ વચન લખાણ રૂપે હોય અને તેમાં જુનો બદલીને નવો કરાર થતો ન હોયતો તે વચન અંગીકરણ તરીકે ગણી શકાય. ટાગોરના મુદતના કાયદાનું પાનું. ૨૭૬. પણ જો કોઇ જુનું બદલીને નવું વચન લખાણ રૂપે કરવામાં આવ્યું હોયતો અથવા કોઇ દેણા કને મુદતનો પ્રતીબંધ લાગી ગયો હોય તે દેણ આપવાને વચન(લખેલું) આપવામાં આવેતો તે નવા કરાર ઉપરથી ફરીયાદ થઇ સકે. રાણાજી વીરૂધ અબદલ ઇ.લો.રી. મુંબઇ ૫૯૦ કાંઇ આપવાનું વચન કબુલ રાખવામાં આવેલું ન હોયતો તે વચન પણ અબબત અંગીકરણ કહેવાય. બાદશાહી સનંદથી શ્થાપેલી કોર્ટોના હુકમનામાના સંબંધમાં આ કલમ મુજબ અંગીકરણની બાબત લાગુ પડતી નથી. પણ આ અપવાદ રાણી સરકારની હજુરથી થયેલા હુકમોને હાલમાં લાગુ કરવામાં આવેલોછે- ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૭૬-૨૭૭

ગીરો છોડાવાના હક બાબત અથવા થાપણ મુકનાર, ઘરેણે મુકનાર, અથવા ગીરો મુકમારના અધીકાર બાબતના અંગીકરણનો આ કલમમાં સમાવેશ કરેલોછે. આ કલમમાં દેણ તેમજ વારસા બાબત અંગીકરણ કર્યું હોય તેટલાનોજ ફકત સમાવેસ થતો નથી. પણ કોઇ

માલમીલકત અથવા હકના સંબંધમાં અંગી કરણ કરેલો હોય તેનો પ ણ સમાવેસ થાયછે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૭૭. અને ખાસ રીતે ઠરાવવામાં આવ્યું છેકે આ કલમ મુજબ કરેલા અંગી કરણથી ફરીયાદો તેમજ અરજીઓ બાબત કરેલી મુદત નવેસરથી ગણા યછે રામ હીત વીરૂધ સતગર.ઇ. લો. રી. ૩ અલહાબાદ. ૨૪૭ ફુલબેંચ.

"ફરિયાદ" ઈનિસાફની કોર્ટમાં કોઇ દાદ મેળવવા બાબત કરેલ કોઇ મુકરદમો. સુરોવોની વિરૂધ. હરોચંદર. ૯ વી–રી ૪૪૨ ના કેસમાં ફુલબેંચે ઉપર મુજબ ફરિયાદનો અર્થ બતાવેલો છે.

અંગીકરણ બરોબર ગણવાને માટે આ કલમ મૂજબ નીચે પ્ર માણે બાબત હોવી જોઇએ જુવો બેનીંગ પાનું ૩૮.

૧ યોગ્ય નમુના મૂજબ અંગીકરણ કરેલો હોવો જોઇએ.
૨ તે કહેલી મુદત વીતી ગયા પેહેલાં કહેલો હોવો જોઈએ.
૩ પાત્રતાની પૂરતી કબુલાત ગણાય તેવો લખેલ હોવો જોઈએ.
૪ યોગ્ય સખસે તે કરેલ હોવો જોઇએ.
૫ રકમ ૧૮૦ મૂજબ કોઇ હુકમ અથવા ઠરાવ અથવા ફેસ લો અમલમાં લાવવાની કોઇ અરજીના સંબંધમાં હોયતો યો- ગ્ય સખસને કરી આપેલ હોવો જોઇએ.

પેહેલી બાબતના સંબંધમાં આ કલમ મુજબ અંગીકરણ લખે- લો હોવો જોઈએ તેમજ જે સખસને જવાબદાર ગણવાનો હોય તે સખસે અગર તેના તરફથી યોગ્ય અધિકાર વાળા એજંટે સહી કરે લી હોવી જોઇએ. ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૨૮૦.

જો લખાણમાં જવાબદારી કબુલ કરી યોગ્ય રીતે સહી કરી હોય તો અમુક નમુના મુજબ અંગીકરણ કરવા જરૂર નથી. જુવો બ્રાઊન પાનું ૬૫૮ કયું દેણું મીલકત અથવા હક જેના સંબંધ માં અંગીકરણ કરવામાં આવ્યું હોયતે તેમજ લેણદારોનું અથવા જે સ સખસ મીલકત લેવાને હકદાર હોય તે સખસનું નામ. અને અંગીકરણ કર્યાની તારીખ, લખાણમાં હોવાની કાંઈ જરૂર નથી. પણ તે મુખ જુબાનીના પૂરાવાથી સાબીત થઈ શકે દયાચંદ. વી. સરફરાર. ૪ લો રી ૧ અલા. ૧૧૭ ફુલબેંચ બેનીંગ પાનું ૫૮.

કોઇ હિસાબ લખેલો હોય અને તેમાં દેણુદારે પોતાની સહી કરી હોયતો આ કલમ લાગુ પડેછે. મૂલચંદ. વી. ગીરધર ૮ મુંબઇ ૬; કનહીયા વી. બનસી ૧ આગ્રા ફુલબેંચ ૯૪; દુઃખી. વી. મહમદ. ઇ-લો-રી ૧૦ કલકત્તા ૨૮૪; ૨૮૭. એક બીજાની વચ્ચે ચાલેલ લેવડ દેવડ કે જેમાં એક બીજાની સામસામી લેણુ દેણુ હોયતો તેનો હિસાબ કરતી વખતે એક બીજાને નામે એક બીજાની રકમ જમે ઉધાર કરવામાં આવે અને તે ઉપરથી બાકી કાઢવામાં આવે તો આ પ્રમાણે બાકી કરવાથી દેણું આપવાના વચનને નવો અવેજ કર્યો ગણાય. હીરાદી. વી. ગાદીજી. ૬ મદ્રાસ ૧૦૭; હરગોપાલ. વી. અબદલ ૯ મુંબઇ. ૪૨૯. જો આ કરાર મોઢાનો હોય તોપણ તેથી દાવાનું નવુ કારણ ઉત્પન થાયછે. અને આ કલમ તેને લાગુ પડતી નથી. નંદરામ વી. રામપ્રસાદ ઇ-લો-રી ૨ અલાહબાદ ૬૪૧; ઇ-લો-રી ૧૦ કલકત્તા. ૨૮૪; ૨૯૧

રકમ ૧૮૦માં કહેલો અંગીકરણ જે સખસના લાભમાં હુકમ નામુ અથવા હુકમ થયેલો હોય તે સખસના નામનો કરેલો હોવો જોઇએ. અથવા તેને આપેલો હોવો જોઇએ. ટાગોરના મૂદતના નિબંધનું પાનું ૨૮૧ કોઇ સખસ પોતાના નામની નીશાની કરતો હોયતો તે તેની પુરતી સહી છે એમ ગણવા ઠરાવવામાં આવ્યું છે. બી આઈ કંપની. વી. કોળીઆશચંદર. ૧૦ વી. રી. ૨૯૩. કોઇ સખસ મંદવાડ અગર બીજા કરણ ને લીધે પોતાની સહી કરી શકે તેમ ન હોયતો તે સખસની રૂબરૂ અને તેની નીશાનીની નીચે તેના કહેવાથી કોઇ બીજો સખસ સહી કરેતો તે સખસે સહી કરી છે. એમ ગણવું જોઇએ. જુવો બેનીંગ પાનું ૧૧૮; ૧૧ ઇ-લો-રી ૮ વળી જુવો હિંદુસ્તાનના વારસા પ્રકરણ (સને ૧૮૬૫ નો ૧૦ મો) ની કલમ ૫૦ તેમજ કોઈ સખસ પોતાની સહી લખીને નહીં કરતાં છાપ મારીને અથવા છાપીને કરે અથવા પોતાનું પુરૂં નામ નહીં લખતાં નામના પેહેલા અક્ષરો ફકત લખે તો તે સહી કરેલું ગણાયછે- જુવો બ્રાઉન પાનું ૫૮૪. ઇ-લો-રી. ૬. કલકત્તા. ૩૪૦; ૩૪૫.

કોઇ અંગીકરણમાં પ્રથમ અથવા છેડે સહી કરવાની જરૂર નથી. ખોજા મહમદ. વી. વેનકટરાયર. ૨ મદ્રાસ ૭૯; ૮૧, આ દેશમાં મથાળે સહી કરવાનો ચાલતો રીવાજ છે. અંદરજી. વી. દુલભ ઇ–લો–રી ૫ મુબઈ ૮૮; જેકીસન વી. ભાવસાર ઇ-લો–રી ૫ મુંબઇ ૮૯.

કોઇ દસ્તાવેજમાં દેણદારે પોતે પોતાના નામથી અથવા યોગ્ય અધીકારવાળા એજંટ તરફથી સહી કરી અથવા કરાવી હોય એવી રીતે કે તે અંગી કરણ પોતે કરેલોછે. એમ સ્પષ્ટ રીતે જણાય તો પછી તે દસ્તાવેજનો ગમે તેવો નમુનો હોય. અથવા તે દસ્તાવેજમાં ગમે તે જગાએ સહી કરી હોય તેની હરકત નથી. ગોહુસલાલ. વી. સંપતકુંવરી. ૭ કલકત્તા લો. રી. ૧૨૧. ૧૩૪; ઇ.લો.રી ૬ કલકત્તા ૩૪૦.૩૫૨(સ્મોલકોઝ કોર્ટ તરફથી પુછાવેલ) કોઇ એહેવા સહી કરેલા દસ્તાવેજના ભાગ પાડી શકાતા હોય અને તે સહી ફકત એક ભાગમાં આવતી હોયતો તે સહી આખા દસ્તાવેજને અથવા તેજ ભાગને લાગુ પડેછે. એ સવાલ પક્ષકારનો શું ઇરાદો હતો તે બાબતનોછે. જુવો આગીન પાનું ૫૮૬ જો કોઈ દસ્તાવેજમાં રીતસર સહી થઇ ન હોયતો તે દસ્તાવેજની સરત મુજબ વરતવાને સહી કરનાર સખસ બંધાએલોછે. કે તે દસ્તાવેજની સરત મુજબ વરતવા તેનો વીચાર નહી હોવાના સબબથી તેણે સહી કરેલ નથી. એ હમેશ સવાલ ઉપન્ન થાયછે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૮૩.

જેમાં કોઇ હીસાબ દેણદારે પોતાના હાથ અક્ષરથી લખેલ હોય અને હીસાબમાં પ્રથમ લખીતંગ તરીકે પોતાનું નામ લખ્યું હોય તો આ કલમના અર્થ પ્રમાણે તે હીસાબ પુરતી રીતે સહી કરેલો ગણવામાં આવેછે. જેકીસન વી. ભાવસાર. ઇ. લો. રી. ૫ મુંબઈ ૮૯; બેનીંગ પાનું ૫૮

(લેણદારનો હીસાબ ચોખ કરવા બાબત લેણદારે કાગળ લખો હોય તેના જવાબમાં) દેણદારનો એજંટ પોતાના હાથ અક્ષરથી નીચે મુજબ લખે.

"એ. બી. ના સલામ અને તમારૂ (લેણદારનુ) દેણું છે તે કબુલ

છે" આ પ્રમાણે લખવું તે આ કલમના અર્થ પ્રમાણે સહી કરેલો અંગીકરણછે. જો કે તે પછી "એ" બી" અથવા તેના એજંટે રીતસર સહી કરેલી ન હોયતો તેની ચીંતા નહી ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૨૮૪. નીચે પ્રમાણે કોઈ અંગીકરણ હોયતો તેપણ પુરતી રીતે સહી કરેલો ગણવામાં આવેછે

"પ્યારા સાહેબ તમારા હીસાબનું ખરા પણું હું કબુલ રાખુછું હું. છું તમારો વીગેરે "એ" બી"

તેમજ નીચે પ્રમાણે લખ્યું હોય તો તે પૂરતી રીતે સહી કરેલો અંગીકરણછે.

"એ" બી" ના "સી" ડી" ને સલામ પહોચે અને તમારા હીસાબનુંખરા પણું કબુલ રાખવામાં આવેછે." ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૨૮૪.

મુખીની વતી કાગળોમાં સહી કરવાને એજંટને અખત્યાર હોય અને તે પ્રમાણે એજંટ સહી કરે તો પછી એજંટ મુખીના નામથી સહી નહીં કરતાં પોતાના નામથી સહી કરેતો કાંઇ હરકત નથી. મોહેશલાલ વી-સંપત કુંવરી. ૭ કલકત્તા લો.રી. ૧૨૧;૧૩૪

લખીતંગ "એ" બી" જત તમારા લખ્યા મુજબ રૂ. ૨૬ દેવાછે સંવત ૧૯૩૬ ના ચૈત્ર સુદ ૧૪ દસકત "સી" ડી" આકામમાં એમ સાબીત કરવામાં આવ્યું કે "એ" બી" ભણેલો ન હોતો અને તેટલા માટે તેણે પોતાના નામથી "સી" ડી" પાસે અંગીકરણ લખાવેલો હતો. અને તેથી આ કલમ મુજબ તે પુરતો લખીતવાર અંગીકરણછે જુવો ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૮૪ ની નોટ

કોઇ અંગીકરણ કાયદેસરછે. તેમ ગણવાને માટે કરાર અને ખતો લખવામાં કાયદાના સામાન્ય ધોરણ લાગું કરવામાં આવે છે. તેવાજ ધોરણ લાગું પાડવામાં આવેલ હોવા જોઈએ; તેથી કરીને કોઇ અંગીકરણ કપટથી અથવા જોરજુલમથી (દાબથી) મેળવેલો હોય અથવા જે સખસ કાયદેસર કરારં કરવાને લાયક ન હોય તે સખસ પાસેથી કરાવી લીધો હોય તો તે અંગીકરણ બીલકુલ ઉપયોગનો નથી. ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૨૮૭.

જો કે આ કાયદાની કલમ ૨૮ મુજબ તેમજ કોઇ દેણાને મુદત નો પ્રતીબંધ લાગવાથી મૂદત બાહાર ગયું હોય તોપણ દેણદારને દે ણું આપવાની ફરજને મુદતનો પ્રતીબંધ લાગતો નથી. તોપણ આ કલ માં ખાસ રીતે ઠરાવ્યું છેકે કહેલી મુદત વીતી ગયા પેહેલાં દરેક અં ગી કરણ કરવાથી મુદત વધેછે.

જો કોઇ ફરીઆદ જે તારીખે કરી તે તારીખે તેને મુદતનો પ્ર તીબંધ લાગતો હોયતો ફરીયાદ કર્યા પછી કોઇ અંગીકરણ કરવામાં આ વેતો આ કલમ મુજબ નીરઉપયોગીછે. ટાગોરના મૂદતના કાયદાના નિ બંધનું પાનું ૨૮૯.

આ કલમ મુજબ કોઇ અંગી કરણ એવો હોવો જોઇએકે કો ઇ ફરીઆદ અથવા અરજીમાં કોઇ હક અથવા મીલકતનો દાવો કરેલો હોય તેના સંબંધમાં જવાબદારીનો અંગીકરણ હોવો જોઇએ. ટાગોર ના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૨૯૨. કોઇ અંગીકરણ કરનાર (ખોટી રીતે) કહેકે તે મુજબ કાંઇ આપવાનો, સ્વાધીન કરવાનો, અથ વા ઉપભોગ કરવાનો વખત હજી આવ્યો નથી. તોપણ તે અંગીકરણ પુરતોછે. યંગ, વી.મંગળા પીલી. ૩ મદ્રાસ ૩૦૮.

કોઇ ભવીષ્ય અથવા અનીશ્ચીત વખતે કોઇ બનાવ બનેતો અ મૂક પૈસાની રકમ આપવી. એવી કબુલત સને ૧૮૫૯ ના આકટ ૪૪ મૂજબ અપૂરતી ગણવામાં આવેલીછે. અને તેથી કરીને આ કાયદા મૂ જબ તે અપૂરતી ગણી શકાય. પણ કોઈ ભવીષ્યને વખતે અથવા જે મ બને તેમ તુરત કોઈ દેવાનું, આપવાનુ, કરવાનું, અથવા ભોગવવા દેવાનું કોઇ વચનસાથે જવાબદારીની કબુલત કરી હોયતો તે પુરતી ક બુલતછે. બેનીંગ પાનુ ૪૧.

ખાસ રીતે ઠરાવવામાં આવેછે કે જવાબદારીનુ કોઇ અંગીકરણ જોકે તે મુજબ કોઈ ફરજ અદા કરવાને ના કહી હોય તોપણ કહે લી મૂદત તાજી થવાના કારણ માટે બસછે. જેમકે નીચેના શબ્દોના અંગીકરણ હોય તોતે પુરતું અંગીકરણછે.

"હું જાણું છુંકે મારે પૈસા દેણાછે. પણ જે મેં તે બાબત ચીઠી કરી આપીછે. તે ઉપર સ્ટાંપ ચોડવામાં આવી નથી. અથવા અ

પુરતી સ્ટાંપ ચોડીછે. અને હું તે પૈસા આપવાનો નથી-તેમજ મારે તમારા જુના દેણાછે, અને નવા દેણા આપવાની મારે શક્તી નથી. તો પછી તમારા જુના દેણા હું આપીજ ક્યાંથી શકું" જુવો ટાગોરના મુદતના કાયદાનું પાનું ૨૯૨.

કોઈ દેણદાર પ્રોમીશરી નોટ (હુંડી) લખ્યાનું કબુલ કરી તેના (હુંડીના) સંબંધમાં પોતાની જવાબદારી નાકબુલ કરતો હોયતો તે કબુલત જવાબદારીનું અંગીકરણ ગણાય નહી. નરમદા. વી. રઘુનાથ. ૨-મુંબઇ ૩૪૯.

કોઈ કાગળમાં કોઈ જવાબદારી અથવા કોઇ માગણીનું ખરા પણુ કબુલ કર્યુ ન હોય. પણ ફક્ત મોઘમ શંકા યુક્ત શબ્દો લખ્યા હોય તો તે આ કલમ પ્રમાણે પૂરતો અંગીકરણ નથી. ગેસ વી. મેકલીન નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સ હાઇકોર્ટ રીપોર્ટ ૪૦૩-જેમકે કોઇ દેણદાર નીચે મુજબ લખે.

"જેમ બને તેમ તરત તમારો હીસાબ હું ચુકાવી આપુતો વધારે સારૂં જો કે તે લેણાના ખરા પણા તેમજ વ્યાજબી પણા બાબત મને પુરેપુરો સંદેહછે."

આ લખાણ અંગીકરણ તરીકે અપુરતું છે ધી અનકોવેનેનટેડ સરવીસ બેંક વી. મારસલ. ૬ નાર્થ વેસ્ટર્ન પ્રોવીન્સ હાઇકોર્ટ રીપોર્ટ ૩૦૬;

"જુના લેણા પેટે ૪૦ પૌંડ મોકલા છે" આ સબ્દોથી એમ ગણાય નહીં કે દેણદારને વધારે દેવાને જવાબદાર છે આ શબ્દોથી પુરતો અંગીકરણ ગણાય નહી. શીયરમેન. વી. ફ્લેમીંગ ૫ બેંગોલ લો. રી. ૬૧૯ તેમજ નીચેના શબ્દો લખેલા હોય તો તેથી પણ પૂરતો અંગીકરણ ગણાય નહી.

"મુદતના કાયદાનો લાભ લેવા મારી ઇચ્છા નથી" તેમજ "હું આથી બંધાઉછું કે મુદતના કાયદા મુજબ કોઇની મુદતની તકરાર લેવી નથી" આ શબ્દો ઉપરથી કહી શકાય નહીં કે કોઈ દેણદારે કોઇ દાવાના ગુણ દોસ ઉપર પોતાનો બચાવ કરવા છોડી દીધો છે. અને તેટલા માટે જવાબદારીના અંગીકરણ તરી કે તે પુરતો નથી. ટાગોરના મુદતના

કાયદાના નિબંધનું પાનું. ૨૫૪

અંગીકરણના લખાણમાં દેણાની અથવા વારસાની અમુક રકમ તેમજ મીલકતનો અથવા હકનો અમુક પ્રકાર બતાવવા જરૂર નથી; પણ દાવાના અમુક કારણને લીધે કોઇ જવાબદારીનો કાંઈ અંગીકરણ કરેલો હોવો જોઇએ કે જે ઉપર પછીથી ફરીયાદ કરવામાં આવી હોય. નારાયણ આપા વી. ભાસ્કર ઇ. લો. રી. ૬ મદ્રાસ ૧૯૨; ઈ. લો. રી ૭ મદ્રાસ ૩૯૨. કોઈ દેણું અથવા જવાબદારીનો અંગીકરણ કરવામાં આવ્યો હોય તો વાદીએ અમૂક દાવો અથવા દાવાઓની ફરિયાદ કરી હોય તે પૈકી ક્યા દાવાનો અંગીકરણ કરવામાં આવ્યો છે, તે બાબત લખીતવાર અથવા મૂખ જુબાનીનો પુરાવો લઇ સકાય છે.

જો વાદીને એ કરતાં વધારે દેણું દેવાનું હોય અને પ્રતિવાદી એક દેણું અંગીકરણ કરતો હોય તો જે દેણા બાબત ફરિયાદ કરવામાં આવેલી છે, તેજ દેણાનું અંગીકરણ કરવામાં આવેલું છે, એમ બતાવવાને માટે મુખજુબાની પુરાવો લઇ શકાય છે. વોમીશ. વી. અલીજાન. ૧૨ વી–રી ઓરીજનલ અપીલેટ ૨.

ઘણા કેસોમાં (તેમાં વિસેષે કરીને એકજ દેણું હોય અથવા એકજ દાવાનું કારણ હોય તે કામમાં) જે વખતે અંગીકરણ કરવામાં આવ્યું હોય તે વખતે જો કે હિસાબની ચોખ કરવામાં આવી ન હોય તોપણ તે અંગીકરણ બંધન કરતા છે. પીયરી. વી. વુમેસ ૯ વી–રી ૧૪૦ કોઇ કાગળમાં એમ લખવામાં આવ્યું હોય કે તમારો (લેણદારનો) હીસાબ તપાસતાં ખરો હોય એમ જણાયછે. પણ (કાગળ લખનાર) મારા ચોપડાના હીસાબ સાથે આ હીસાબ મેળવું ત્યાં સુધી તે બરોબર રીતે ખરો છે, એમ કહી શકતો નથી. આ પ્રમાણે લખ્યું હોય તો તે મુદત વધવાના કારણ માટે પુરતો અંગીકરણ છે. મથુરા. વી. બાપુલાલ ઇ–લો–રી ૧ અલાહબાદ. ૬૮૩. કોઇ દેણું દેવું છે એટલી કબુલાત પણ પુરતી છે. પછી જો કે ચોકસ રકમ આપવા બાબત તકરાર હોય અથવા તે સાબીત કરવાની હોય તેની ચીંતા નહીં મોહેસ. વી. બસંત. ઈ–લો–રી ૬ કલકત્તા ૩૪૦; ૩૫૩ કોઇ કાગળમાં દેણું દેવું છે એમ લખી ચોકસ રકમનું દેવી છે; તે પુછાવ્યુ હોય તોપણ તે પુ-

રતું છે. ઈ–લો–રી ૬ કલકત્તા ૩૪૩ પણ દાવાવાળી રકમ કરત કો ઇ નાની અમુક રકમ આપવાનું અંગીકરણમાં લખ્યું હોય તો દેણુ-દારે મોટી રકમ આપવાનું કબુલ કર્યુછે. એમ બતાવવાને મોંઢાનો પુરાવો લઇ સકાય નહીં, તેમજ લેણદારે આખી રકમના કરેલ દાવાને નવે સરથી મુદત ગણવાને તે પુરતો અંગીકરણ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૯૬.

કોઈ સરતથી પૈસા આપવાને દેણદારે અંગીકરણ કર્યુ હોય તો આ દેસના કાયદા મુજબ દાવાના નવા કારણ તરીકે તે વચન ઉપરથી જો ફરિયાદ કરવામાં ન આવી હોય તો તે સરત પુરી પડીછે કે નહીં તે સાબીત કરવા બીલકુલ જરૂર નથી. જવાબદારીનો આ અંગીકરણ મુળ દાવાના કારણમાં મૂદત વધવાને પૂરતો છે. માહેસ, વી. વસંત ઇ-લો–રી ૬ કલકત્તા ૩૪૦, ૩૪૫; ૩૫૩.

જવાબદારીની કોઈ અયોગ્ય કબુલત આ કલમ પ્રમાણે પુરતો અંગીકરણ નથી. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૯૬.

કોઇ જાહેર ખબર છપાવનાર એમ છપાવે કે જે જે સખસોનું મારે દેણું છે તે આપવાનું છે. માટે તે સખસોએ પોત પોતાની અરજીઓ મોકલવી તે પુરતો અંગીકરણ છે. બેનીંગ પાનું ૨૭૫.

“ પુરતો અંગીકરણ ગણવાને કઇ કઈ કાયદેસર હકીકતોની જરૂર છે ” કોઈ ચાલતી જવાબદારીની સ્પષ્ટ કબુલત એવી હોવી જોઇએ કે અંગીકરણ કરતી વખતે તે જવાબદારી નવી થઇ શકે. તેમજ કબુલત ખુલે ખુલા શબ્દોથી અથવા એવા શબ્દો કબુલતના હોવા જોઇએ કે જેથી તે કબુલત પુરતી ગણાય તેમજ તે લખેલી હોવી જોઇએ તેમજ કબુલત કરનાર સાવધ બુદ્ધિનો માણસ હોવો જોઇએ એટલે કે તે લખાણ ઉપરથી કોઈ જવાબદારી તે કબુલ કરેછે, એમ જાણી શકે તેવો હોવો જોઇએ. રામ કુંવર. વી. જેકુંવર ઇ-લો- રી. ૮ કલકત્તા ૭૧૬; ૭૧૮; દેવચંદ. વી. સરફરાર. ઈ.લો.રી. અલા- ૧૨૭;ધરમ.વી. ગોવીંદ. ઇ-લો-રી- ૮ મુંબઇ- ૯૯ .

આ કલમ મૂજબ તમામ જાતના હકના અંગીકરણનો સમાવેશ થાય છે કંમ્પેનસેસન ( બદલાનો હક ) પછી તે ટોર્ટ વાળા કામનો હોય

તો પણ. તેમજ કોઇ હુકમનામું અથવા ફેંસલાની બજાવણી કરવાનો હક આ કલમના અર્થ મુજબ હકમાં સમાવેસ થાયછે. ડીલી અને લંડન બેંક વી. ઓરએંડ ઇ-લો-રી ૩ કલકત્તા ૪૭; ૫૬; રામકુંવર વી. જેકુંવર ઈ-લો-રી- ૮ કલકત્તા ૭૨૬; રામહીત. વી. સતગર ઇ-લો-રી ૩ અલાહબાદ. ૨૪૭ ફુલબેંચ.

કોઇ દેણદાર પોતાના દેણાની લેણદારને હુંડી લખી આપે અને જે સખસના ઉપર તે હુંડી લખી આપી હોયતે શીકારે નહીં તે ઉપરથી દેણદાર પોતાના મૂળ લેણા બાબત દેણદાર ઉપર ફરીયાદ કરેતો આ કલમ મૂજબ હુંડીની રૂએ દેણદારની જવાબદારીનો અંગીકરણછે અને તેંટલા માટે તે ( દેણદાર ) વીરૂધ મૂળ દેણાની જવાબ દારીનો પૂરતો અંગીકરણ ગણાય રામન. વી- વેરામન. ઇ. લો. રી. ૭ મદ્રાસ. ૩૯૨.

કોઇ અંગીકણકહેલી મુદત વીતી ગયા પેહેલાં થવો જોઇએ અને તેથી કોઈ હુકમનામાના પૈસા કીસ્તોથી આપવાના હોય એવી સરતથી કે કોઇ કીસ્ત ચડેતો હુકમનામાની આખી રકમ વસુલ લેવી અવા કોઇ કાંમમાં પેહેલી કીસ્ત ખડયા પછી ત્રણ વરસ પછી હુકમનામાનો દેણદાર હુકમ નામાની જવાબદારી લખીતવાર અંગીકરણથી કબુલ રાખી હોય તેમાં ઠરાવવામાં આવ્યુંકે હુકમનામાને મૂદતનો પ્રતીબંધ લાગી ગયોછે અને તેથી તે અંગીકરણથી નવી મુદત ગણાય નહી શીવદત્ત. વી. કાળકાપ્રસાદ ઇ. લો રી. ૨ અલાહબાદ ૪૪૩ પણ જો કોઇ દસ્તાવેજ ઉપર આધાર રાખવામાં આવતો હોય તે ઉપરથી દાવાનું કારણ જુદું રદ કરી ઉત્તપન થાતુ હોયતો પછી તે દસ્તાવેજમાં મુદત બાહાર ગયેલા દેણાનો હોયકે ન હોય તેની ચીંત્તા નહીં તેથી કરીને ઠરાવવામાં આવ્યું કે કોઇ મૂદત બહાર ગયેલા દેણાનો તે દેણું વસુલ લેવાને કહેલી મુદત વીતી ગયા પછી કોઇ દસ્તાવેજ કરી આપો હોય અને તે દસ્તાવેજની રૂએ ફરીયાદ કરવાપાં આવેતો તે ફરીયાદ મુદત બહાર ગણાય નહીં. રાથોજી ભીખાજી. વી. અબદુલ કરીમ. ઈ. લો. રી. ૧ મુંબઇ ૫૯૦ ચતુરજકસી. વી. તુલશી. ઇ. લો. રી. ૨ મુંબઈ ૨૩૦.

---

બ્યાજ એવું સમજીને વ્યાજ આપ્યું હોય તેનું પરિણામ.

**૨૦.** કરજનું અથવા મૃતલેખાર્પિતદાનનું બાજ ઠરાવેલી મુદત પુરી થયા પેહેલાં તે કરજ અથવા મૃતલેખાર્પિતદાન આપતાને જે માણસ પાત્ર હોય તેણે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારે વ્યાજ એવુ સમજીને આપ્યું હોય ત્યારે.

મુદ્દલનોભાગ આપ્યાનું પરિણામ.

અથવા કરજના મુદલનો ભાગ ઠરાવેલી મુદત પુરી થયા પેહેલાં દેણદારે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા તેના મૂખત્યારે આપ્યો હોય ત્યારે.

અવેજ આપ્યો તે વખતથી અસલની પાત્રતાના સ્વરૂપ પ્રમાણે નવી મૂદત ગણવી.

પણ એવું ઠરાવ્યુંછે કે કરજના મુદલનો ભાગ આપ્યો હોય તે પ્રસંગે અવેજ આપ્યાની વાત અવેજ આપનારા માણસના ખુદના હાથના લેખ ઉપરથી દેખાઈ આવવી જોઈએ.

ગીરવી મુકેલી જમીનની ઉપજ પોંહોંચ્યાનું પરીણામ.

(ગીરવી મુકેલી જમીન ગીરવી રાખનારના કબજામાં હોય ત્યારે તે જમીનની ઉપજ પોંહોંચી હોય તે આ કલમના કારણ સારૂ અવેજ આપ્યા પ્રમાણે સમજવી.)

## ટીકા.

આ કલમના અર્થ મૂજબ ચાકરનો મુસારો દેણું ગણાય છે કંઇ માલ વેચો હોય તેના પૈસા દેણા હોયતો તે પણ દેણું ગણાયછે. નોબીન વી. કેની. ૫ વી–રી સ્માલકાઝકોર્ટ ૩.

સાધારણ રીતે મી. બ્લેકસ્ટન જણાવેછે કે કોઇ કરાર એવો હોય કે જેથી એક સખસ બીજા સખસ પાસેથી પૈસાની અમુક અને નકી કરેલ રકમ લેવાનો હક થાય (જેમકે પૈસા આપવાના બોન્ડ) (દસ્તાવેજ) ના કામમાં તેમજ કંઇ માલ આપ્યો હોય તે માલની એટલી વ્યાજબી કીમત થાય, તે કીમત આપવાનું ગર્ભીત વચન આપવામાં

આવેલ હોય તો બંને સક્ષો વચ્ચે દેણું છે એમ કહેવામ છે, અને આથી ઉલટી રીતે કોઇ નકી નહી કરેલ રકમ આપવાને માગણી કરવામાં આવી હોય જેમકે કોઇ હાંમીદારને કાંઇ વસ્તુ સોંપી હોય તે વસ્તુને પોતાની બેફિકરાઇને લીધે કાંઇ નુકશાન કરે તે સબબથી હાંમીદાર ઉપર દાવો કરવામાં આવે તો તે દેણાનો નહીં પણ નુકસાનીનો દાવો ગણાય દેણું એ કરાર નથી પણ કરારનો પરિણામ છે. જુવો મી. સ્ટીવનનો બ્લેકસ્ટોન વોલ્યુમ. ૨ હુકમનામાની રૂએ કાંઈ રકમ આપવાની હોય તેને પણ કોઈ વખતે "દેણું" ગણાય છે. કાળીપ્રોસોની વી. હીરાલાલ ઇ–લો–રી ૨ કલકત્તા ૪૬૮ સન ૧૮૭૧ ના આકટ ૯ ની રકમ ૧૬૪ અને ૨૧ મુજબ બતાવવામાં આવ્યું હતું કે દેણું એટલે પૈસા આપવાની કોઇ જવાબદારી કે જેની ફરીયાદ થઇ શકે, પણ જેનો ફેંસલો થઇ ગયો હોય તે દેણું ગણાય નહી પણ આ ઠરાવના ખરાપણા બાબત મી. સ્ટુવર્ટ સાહેબે સંકા બતાવી છે. જુવો ઇ–લો–રી ૩ અલહાબાદ ફુલબેંચ ૨૪૭ અને હાલમાં દેણાના કંઇ ભાગ આપવા બાબતનો કલમમાં ઠરાવ કરેલો છે જેથી આ કલમમાં હુકમનામાની રૂએ દેણું હોય તેનો તેમજ બીજા દેણાનો પણ દેણામાં સમાસ થાય છે. એમ ગણવામાં આવે છે. જુવો ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૩૧૫ ની નોટ.

વ્યાજ આપવું એ દેણું છે તેનો પુરાવો છે. તેમજ મુદલના કંઇ ભાગ પેટે. આપવું તે ઉપરથી એમ માનવામાં આવે છે કે મુદલની બાકીની રકમ હજી દેણી છે ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૩૧૭

આ કલમ મુજબ દેણાના મુદલના ભાગ પેટે કંઇ રકમ દેણદારે અથવા તેના એજંટે પોતાના હાથ અક્ષરથી લખી આપી હોય અને જે તારીખે તે રકમ આપવામાં આવી હોય તે વખતે મુદતનો પ્રતીબંધ લાગ્યો ન હોય તો લેણદારને તે તારીખથી નવી મુદત મળવાનો હક છે જો કે પછી દેણદારની એવી ધારણ હોય કે બધા દેણા પેટે તે રકમ આપેલી છે તો પણ તેની ચીંતા નહી ટાગોરના મુદલના કાયદાના નિબંધનું પાનું. ૩૧૭

બાજ આપવાની બાબતમાં વ્યાજ આપવામાં આવ્યું તે બ્યા જ દેનાર સક્ષના હાથ અક્ષરથી લખેલું હોવું જોઇએ એમ કાંઇ જ રૂર નથી પણ એટલુંજ બતાવવું જોઇએ કે વ્યાજ તરીકે તે રકમ આપવામાં આવી છે, તો બસ છે. રામચંદ્ર વી. જગતમોનમોહીની. ઇ. લો-રી. ૪ કલકત્તા. ૨૮૩; ૩૦૧.

"વ્યાજ" પૈસા ધીરા હોય તેનો ઉપયોગ કરવાના ફકત બદલા તરીકે છે. અને મુદલ રકમ આપવાની થાય તે પેહેલાં આપવુ જોઇએ તેવો અર્થ નથી પણ જે પૈસા દેણા છે તે વખતસર નહી આપ વાને માટે જે આપવુ પડે તે "વ્યાજ છે" મી. મારકબી સાહેબ કહે છે કે સાધારણ અર્થમાં વ્યાજ એટલે પૈસા દેણા હોય તેને મા ટે કાંઇ આપવું તે છે. સાધારણ પ્રસંગે "વ્યાજ" એ શબ્દનો કોઇ દેણી રકમ નહીં આપવાથી થતા નુકશાનમાં સમાવેસ થાય છે, જુવો બ્રાઊન પાનું. ૬૬૯-૬૭૦; ફોરસીથ વી. બીસરો ૮ એકચેકર. ૭૧૬

કોઇ રકમ બાકી કાઢેલ હીસાબ ઓછો કરવા પેટે આવેલ હોય અને દેણદારે એમ જણાવ્યું ન હોય કે મેં વ્યાજ પેટે આપેલી છે. તો આ કલમના અર્થ પ્રમાણે એવી કોઇ રકમ આવી તે વ્યાજ તરીકે આ વી છે. એમ ગણાય નહીં હનમતમલ વી. રામાબાઇ. ઇ-લો-રી ૩ મુંબઈ ૧૯૮; નારણજી વી. મગનીરામ ઇ-લો-રી ૬ મુંબઈ ૧૦૩; ૧૦૬ સુરજુ વી કવાટીસ ઇ.લો-રી ૪ અલાહબાદ ૫૧૨-૫૧૪ જો કોઇ ખા સ અથવા ગર્ભીત કરાર કરયો ન હોય તો જે દીવસે મુદલ રકમ આ- પવાની હોય તે દિવસે આપવામાં ઢીલ થવાને લીધે કાંઇ વ્યાજ લીધુ હોયતો આ કલમ પ્રમાણે વ્યાજ ગણાય નહીં. ટાગોરના મૂદત્તના કા યદાના નિબંધનું પાનુ ૩૧૮. એતો ફકત કરાર તોડવાથી થતી નુકશા ની તરીકે આપવાનું છે. કૂક. વી. ફાનલર. ૨૫ વી-રી પાનું ૯૦.

આ દેશના કાયદા મૂજબ જો કોઈ દેણામાં વ્યાજ આપવાનું લ ખ્યું હોય એટલે કે મૂદલ અને વ્યાજ મળીને કોઇ દાવો થતો હોય તો મુદલ પેટે અથવા વ્યાજ પેટે કાંઇ આપવાથી મુદલ તેમજ વ્યા જ મળીને આખા દાવાને મુદત લાગતી નથી જુવો બેનીંગ પાનું ૬૫ ૬૬ ડરબી અને બોસાન કવેટ પાનું ૭૦-૭૧.

વ્યાજ અને મુદ્દલ પેટે કાંઇ આપવું તે ખરેખર પૈસા (રોકડે) આપવા જોઇએ એમ જરૂર નથી પક્ષકાર કબુલ કરે એવી કોઇ ચી જ આપેથી દેણું ઓછું થાયછે અથવા વ્યાજ આપવામાં આવેતો આ પ્યું ગણાયછે અને તે દેણાને કાયદા મુજબ મૂદતનો પ્રતીબંધ લાગતો નથી એમ ગણવાને માટે તે પ્રમાણે આપવું તે પુરતુંછે જુવો બેનીંગ પાનું ૭૨ બોજર વી. આર્ચ ૧૦ એકચેકર ૩૩૩. કોઇ કરાર ઉપર-થી કંઇ માલ આપવો અથવા લેણુદારના છોકરાનું ભરણ પોષણ કર વું તે પણ આ કલમના અર્થ પ્રમાણે મુદ્દલ યા વ્યાજ પેટે આપ્યું ગ ણાય તેમજ પક્ષકારો વચે થએલ કરાર મૂજબ લેણુદારને કોઇ ત્રી જા સખસને પૈસા દેવાના હોય તે દેણુદાર આપે તો તે પણ આ ક લમના અર્થ પ્રમાણ "આપવું" ગણાયછે બ્રાઉન પાનું ૫૮૮ બેનીંગ પા નું ૭૩.

કોઇ રકમ દેણુદારે ખુસીથી આપી ન હોય પણ લેણુદારના કબ જામાં દેણુદારનો જે માલ હોય તે ખાનગી રીતે વેચી તેના પૈસા ક ર્યા હોય અથવા દેણુદારની મીલકત હુકમનામુ બજાવી વેચાવ્યું કરી પૈ સા લીધા હોય તો તે આ કલમના અર્થ પ્રમાણે દેણુદારે પૈસા આ પ્યા એમ ગણાય નહી તેમ ઠરાવવામાં આવ્યુંછે રઘુનાથ વી. રાણી શીરોમણી ૨૪ વી રી. ૨; રામચંદ્ર વી. દેવબા ઈ. લો.રી ૬ મુંબઇ ૬૨૬ ફકરૂદીન વી. મોહીના ઇ. લો રી. ૪ કલકત્તા ૫૨૯;૫૩૧; નાર ણજી .વી. મગનીરામ ઈ. લો. રી ૬ મુબઇ ૧૦૩—

વ્યાજ આપવામાં આવ્યુંછે તે કાયદેસર પૂરાવાથી સાબીત થઇ શ કે. પણ દેણાના મુદ્દલનો કાંઇ ભાગ આપવામાં આવ્યો હોય એટલે ખુ દ દેણુદારે અથવા તેના યોગ્ય અધીકાર વાળા એજંટે પોતાના હાથથી લખેલો હોવો જોઇએ જુવો નારેટનનો પુરાવાનો કાયદો આવૃતી ૯ પા નું ૧૮૨-૧૮૩ મદ્રાસ હાઇ કોર્ટેઠરાવ્યું છેકે કોઇ રકમ આપમાં આ વીછે તેમ લખેલુ હોય અને દેણુદાર તે લખાણ ઉપર પોતાની નીસા ની અગર સહી કરેતો તે લખાણ તેણે કબુલ રાખ્યુછે અને પોતે સ હી કરી તેથી તે પોતાના હાથ અક્ષરનુંછે એમ ગણવું જોઇએ. ઇલાપા વી. આનામાલેય. ઈ. લો. રી. ૭ મદ્રાસ ૭૬-૭૯ પણ દેણુદારે અથવા

તેના એજંટે પોતાના હાથ અક્ષરથી લખી આપ્યું હોય તો પછી ત આપનારની(દેણદાર અથવા તેના એજંટની) નીસાની અથવા સહી કરવા જરૂર નથી ટાગોરના મુદતના નિબંધનું પાનું ૩૨૧, જો એ પ્રમાણે લખેલુ ન હોયતો તે આપ્યા બાબત દાયમ પુરાવો લઈ શકાય નહી આ કલમના અર્થ પ્રમાણે કાંઇ આપવામાં આવ્યું હોયતે, આપનારે પોતાના હાથ અક્ષરથી અથવા તેના યોગ્ય અધીકાર વાળા એજંટે લખી આપ્યું હોય તોજ આપ્યુ ગણાય ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૩૩૨.

---

કેટલાએક સામાઇક કરાર કરનારા વગેરે પઇકી એક આસામી હેઠળ લખેલા સબબ ઉપરથી પાત્ર થતો નથી એટલે તેઓ પઇકી બીજા કોઇ આસામી એ અંગીકરણનો લેખ કર્યા ઉપરથી અથવા અવેજ આપ્યા ઉપરથી પાત્ર થતો નથી.

૨૧ (કેટલાએક સામાંઇક કરાર કરનારાઓ પઇકી અથવા ભાગીયાઓ પઇકી અથવા મૃત્યુપત્ર ચલાવનારાઓ પઇકી અથવા ગીરવી રાખનારાઓ પઇકી એક આસામી હેઠળ લખેલા સબબથી, ૧૯ મી તથા ૨૦ મી કલમના કોઇ ઠરાવ ઉપરથી પાત્ર થાયછે. એમ સમજવું નહી. એટલે તેઓ પઈકી બીજા કોઈ એક અથવા અધિકે અથવા તેઓ પઇકી બીજા કોઇ એકના અથવા અધિકના મૂખત્યારે સહી કરેલા અંગીકરણના લેખ ઉપરથી માત્ર અથવા આપેલા અવેજ ઉપરથી જ માત્ર પાત્ર થાયછે. એમ સમજવું નહી.)

# ટીકા

કોઈ પણ સખસની સત્તામાં હોવું નહી જોઈએ કે તેના કરેલ અંગીકરણથી બીજા વીરૂદ્ધ દાવાનો હક જો તેણે અંગીકરણ કરેલ ન હોત તો તમામ રીતે નાબુદ થઇ જાત તેવો હક સજીવન કરી શકે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૩૦૧. આ કલમમાં કહા મુજબ ચાર જાતના સખસોના સંબંધમાં સાફ રીતે ઠરાવ્યું છે કે કેટલાક સખસો પૈકી એક અથવા વધારે સખસો કોઇ અંગીકરણ કરેતો બાકીના બીજાઓને બંધન કરતા નથી કોઈ કામમાં કાંઇ જવાબદારી પ્રથક પ્રથક હોય નહી અથવા સામાઇકિ હોય કે જે પ્રથક પ્રથક થઇ શકે તેમ ન હોય તો એ સખસો પૈકી કોઇ એક અંગીકરણ કરેતો તે અંગીકરણ વાદીને કંઇ પણ ઉપયોગનું નથી. જુવો ટાગોરના મુદતના નિબંધનું પાનું ૩૦૨.

આ કલમમાં ગમે તેમ કહ્યુંછે તો પણ કેટલાએક સામાઇક કરાર કરનારાઓ, ભાગીઆઓ, મૃત્યુપત્ર, ચલાવનારાઓ તેમજ ગીરોરાખનારાઓ પૈકી કોઇ સખસે અંગીકરણ કર્યું હોય અથવા કરજનો કંઈ ભાગ આપો હોય તો તે સખસ બીજા સખસોનો યોગ્ય અધીકાર વાળો એજંટ હતો એમ વાદી બતાવી શકે છે જુવો ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૫૩૭.

કોઇ વેપારીની પેઢીનો ભાગીદાર પેઢીને નામે પૈસા ઉધારે લેવાને તેમજ હુંડી લખવાને તેમજ સ્વીકારવાને યોગ્ય અધીકાર વાળો છે એમ ગણવામાં આવેલુ છે- જુવો કરાર એકટની કલમ ૨૫૧ ૧૦ મુંબઇ ૩૨૨.

જે કંમ્પની એક દેસથી બીજે દેસ માલ ચડાવતી હોય અથવા જે કંપની ખાણો ખોદતી હોય તે કંમ્પનીનો કોઇ અંગભુતને તેમજ વકીલની પેઢીના અંગભુતને ઉપર કહ્યા મુજબ કાંઈ ગર્ભીત અખત્યાર નથી ટાગોરના મુદતના કાયદાના નિબંનું પાનું ૫૩૭.

વાદી અથવા પ્રતિવાદી બદલીને નવો દાખલ કર્યો અથવા નવા વાદીને અથવા પ્રતીવાદીનેવળી સામેલ કર્યો હોય તો તેનું પરીણામ.

૨૨. ફરિયાદ કર્યા પછી વાદી અથવા પ્રતિવાદી બદલીને નવો દાખલ કરયો હોય અથવા કોઇ વાદીને અથવા પ્રતિવાદીને વળી સામેલ કરયા હોય ત્યારે તેને જે વખતે સદરહું પ્રમાણે પક્ષકાર કરયો હોય તે વખતથી તે ફરિયાદ તેની બાબત થઇ એવું સમજવું.

અસલનો વાદીમરીજાય તે પ્રસંગબાબત વિશેષ ઠરાવ.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈ વાદી મરી જાય અને તેનો કાયદાસર વારસ વકીલ ફરિયાદ આગળ ચલાવે ત્યારે તે ફરિયાદ મરનાર વાદીએ જે વખતે કરી તે વખતથી તે શરૂ થઇ એવું તે વારસ વકીલની બાબત સમજવું.

અસલનો પ્રતીવાદી મરી જાયતે પ્રસંગ બાબત વિશેષ ઠરાવ.

વળી એવું ઠરાવ્યું છે કે કોઇ પ્રતીવાદી મરી જાય તથા તેના કાયદાસર વારસ વકીલ ઉપર ફરિયાદ ચલાવવામાં આવે ત્યારે તે ફરિયાદ મરનાર પ્રતીવાદીની ઉપર જે વખતે કરી તેજ વખતે તે શરૂ થઇ એવું તે વારસ વકીલની બાબત સમજવું.

## ટીકા.

આ કલમમાં ફરીયાદો તેમજ વાદી તેમજ પ્રતીવાદીઓ વીસે કહેવામાં આવ્યુંછે. પણ અપીલો. અપેલૅન્ટ અને રીસ્પોન્ડેન્ટ વીસે કાંઇ કહેલું નથી સીવીલ પ્રોસીજર કલમ.૩૨માં અવલકોર્ટમાં પક્ષકારો વધારવા વીસે સ્પષ્ટ રીતે કહેલુંછે. અને તેથી તે કલમ આ કલમને લાગું કરવામાં આવીછે. પણ સીવીલ પ્રોસીજર કલમ. ૫૫૯ જેમાં રીસ્પોન્ડેન્ટ વધારવા બાબત કહેલુંછે. પણ તેના સંબંધમાં આ કલમ બાબત કાંઇ કહેલું નથી. જો આ કલમ સદરહું કાયદાની કલમ ૫૫૯ને લાગું કરવામાં આવેતો આ કારણને માટે મુદતના કાયદાએ જે મુદત કહેલી છે. તે મુદતને છેલે દીવસે અપીલ દાખલ કરવાને જેકોર્ટને સત્તા છે તે સત્તા રદ કરીને

અપેલેન્ટની સત્તા થાય. માનેકીયા. વી. બરોડા. ઈ. લો. રી. ૯ કલકત્તા ૩૫૫; ૩૬૨; સન ૧૮૫૯ના ૧૪ અને ૮મા આક્ટ મૂજબ અપીલકોર્ટને અપીલમાં કોઇ નવો રીસ્પોન્ડેન્ટ વધારવાની સત્તા હતી. સૈદામની વી. રામરૂદ્રો. ૮ વી. રી. ૩૬૭. કોઇ કામમાં બે પ્રતીવાદીઓની સામાઇક જવાબદારી હોય. અને વાદીએ ચુકથી પેહેલા પ્રતીવાદી ઉપરજ ફક્ત અપીલ કરી હતી અને અપીલની મુદત વીતી ગયા પછી બીજા પ્રતીવાદીને અપીલમાં રીસ્પોન્ડેન્ટ તરીકે દાખલ કરવામાં આવેલો હતો. તેમાં ઠરાવવામાં આવ્યું કે બીજા પ્રતીવાદીના સંબંધમાં આ કલમ મુજબ અપીલની મુદત જતી નથી. કોર્ટ ઓફ વાર્ડસ. વી. ગાયાપ્રસા. ૬ ઈ. લો. રી ૨ અલાહબાદ. ૧૦૭-૧૦૯ પણ કોઇ કામમાં વાદીએ બે પ્રતીવાદીઓ ઉપર સામાઇક અને પ્રથક પ્રથક પૈસા લેવા બાબત ફરીયાદ કરી અને પેલા પ્રતીવાદી ઉપરજ ફક્ત હુકમનામું મેલળવ્યું. અને પેલા પ્રતીવાદીએ વાદી વીરૂદ્ધ અપીલ કરી તેમાં જડજે બીજા પ્રતીવાદીને જોકે તે પ્રતીવાદીને અપીલ કરવાની મુદત ગઇ હતી તો પણ અપીલમાં પક્ષકાર કર્યો. તેમાં અલાહબાદની હાઇકોર્ટે ઠરાવ્યું કે સન ૧૮૭૭ના આક્ટ ૧૪માની કલમ ૫૮૨, તેજ કાયદાની કલમ ૩૨. સાથે વાંચતાં તેને આ કલમ લાગું પડેછે. રણજીત. વી. સીવપ્રસાદ. ઈ. લો. રી. ૨ અલાહબાદ. ૪૮૭. અલાહબાદ હાઇકોર્ટના જડજે સીવીલ પ્રોસીજર કોડ કલમ ૫૫૯નો આ કેસમાં આધાર લીધો હતો નહીં. વળી સન ૧૮૮૨ના સીવીલ પ્રોસીજર કોડની કલમ. ૫૮૨ જે કે હાલમાં સુધારવામાં આવી છે તે ઉપરથી જણાય છે કે તે કાયદાની કલમ ૩૨. માં "વાદી" અને "પ્રતીવાદી" એ શબ્દમાં "અપેલેન્ટ"અને "રીસ્પોન્ડેન્ટ" નો સમાવેસ થતો નથી જુવો ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૩૮.

કોઇ કામમાં મુખ્યા અને તેના જામીનદાર ઉપર મુળ ફરીયાદ કરવામાં આવી હોય અને વાદી ફક્ત જામીનદાર ઉપર અપીલ કરે તેમાં ઠરાવવામાં આવ્યું કે સીવીલ પ્રોસીજર કોડ કલમ ૫૫૯ મુજબ અપીલ કોર્ટને કોઇ સખસને રીસ્પોન્ડેન્ટમાં દાખલ કરવાની સત્તા છે. તે આ કલમથી લઇ લેવાતી નથી માનેકીયા વી. બરોડા ઈ.

લો-રી ૬ કલકત્તા ૩૫૫.

પણુ કોઈ પ્રતીવાદીના લાભમાં કોઇ હુકમનામું થયું હોય અને તેના ઉપર અપીલ કરવામાં ન આવી હોય તો સહપ્રતીવાદી ઉપર વાદીએ કરેલ અપીલના પરીણામને તેને સંબંધ નથી અને કલમ ૫૫૯ મુજબ અપીલમાં રીસ્પોન્ડેન્ટ તરીકે તેને (પ્રતીવાદી) વધારવા કોર્ટને સત્તા નથી આત્મારામ વી. બાલકીશન. ઇ-લો-રી ૫ અલાહબાદ ૨૬૬.

એક કાંમમાં મુળ પ્રતીવાદીએ કોર્ટને જાહેર કર્યું કે એક બીજો સખસ જવાબદાર છે તે ઉપરથી કોર્ટે તે બીજા સખસને પ્રતીવાદીમાં દાખલ કર્યો પણુ તે ફરીયાદનું મુળ પ્રતીવાદી વિરૂદ્ધ હુકમનામુ થયું તે ઉપરથી પ્રતીવાદીએ વાદીસાથે સહપ્રતીવાદીને રીસપોન્ડેન્ટ કર્યા સીવાય ફકત વાદી એકલા ઉપર અપીલ કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે વાદી હુકમનામાની તારીખથી અપીલની મુદત વીતી ગયા પછી જો આ કાયદાની કલમ ૫ મુજબ કહેલી મુદતમાં અપીલ નહીં કરવાને તેને પુરતુ કારણુ છે એમ કોર્ટને ખાત્રી નહીં કરેતો વધારેલા પ્રતીવાદી ઉપર અપીલ કરી શકતો નથી. કોરપોરેસન. વી. આંડરસન. ઇ. લો. રી. ૧૦ કલકત્તા ૪૪૫.

અવલ કોર્ટમાં કોઇ ફરિયાદમાં જો પક્ષકાર વધારે ઘટારે કરવામાં આવે અને મુદતનો નવો કાયદો અમલમાં આવ્યા પછી તેમ કરવામાં આવ્યું હોય તો મુળ પક્ષકારોના સંબંધમાં જુનો કાયદો અને નવા પક્ષકારોના સંબંધમાં નવો કાયદો તે ફરીયાદને લાગુ કરવામાં આવે છે. અબદુલ. વી. માનજી ઇ. લો. રી. ૧ મુંબઈ. ૨૯૫.

કેટલાએક સામાઇક વચન દેનારા પૈકી કોઇ સામાઈક કરાર અમલમાં લાવવા ફરીયાદ કરે અને કહેલી મુદત વીતી ગયા પછી બાકીના વચન દેનારાઓને સહવાદીમાં દાખલ કરવામાં આવે તો જો યોગ્ય વખતમાં તેઓને દાખલ નહીં કરવા દેવા બાબત પ્રતીવાદી તકરાર લીએ તો આખી ફરીયાદ કાઢી નાખવી જોઇએ. રામસેબક. વીં રામલાલ ઇ-લો- રી- ૬ કલકત્તા ૮૧૫ કાળીદાસ. વી. નથુ. ઇ. લો. રી. ૭ મું

બઇ ૨૧૭; ઊમાસુંદરી વી. રામજી. ૯ કલકત્તા. લો. રી. ૧૩; ઈ.લો. રી. ૭ કલકત્તા. ૨૪૨.

ઉપર પ્રમાણેના કેસોમાં કહેલી મુદત વીતી ગયા પછી બ્રીટીશ ઇંડીયામાં પ્લેંટમાં સુધારો કરવો તે કેવળ નીરઉપયોગી છે. ઇ-લો રી. ૬ કલકત્તા ૮૨૩.

એ " અને " બી " એ સામાઈક રીતે કોઇ વેચાણ કરેલ તે વેચાણ ર૬ કરવાને માટે તે વેચાણનો અગ્રક્રીયાઅધીકારનો હક અમલમાં લાવવા વાદીએ "એ" ઉપર ફરિયાદ કરી અને કહેલી મુદત વીતી ગયા પછી " બી " ને પ્રતીવાદી કરવામાં આવ્યો અલાહબાદ હાઈ કોર્ટે તે આખી ફરીયાદ કાઢી નાખી. હબીબુલાહ વી. અચાઈબાર ઈ-લો-રી. ૪ અલાહબાદ. ૧૪૫

કેટલાએક નુકસાન કરનારના કબજામાં કેટલીક મીલકત હતી. અને વાદીએ તે નુકસાન કરનારાઓ પૈકી ફકત એક ઉપર તે મીલકત લેવા પ્રથમ ફરીયાદ કરી અને કહેલી મુદત વીતી ગયા પછી બીજા પ્રતીવાદીઓને દાખ કર્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે ફકત વધારેલા પ્રતીવાદીઓ વીરૂદ્ધ તે ફરીયાદની મુદત ગઇછે ઊબોઇ. વી. ક્રીતાર્થ ઇ. લો. રી. ૭ કલકત્તા. ૨૮૪-

કોઈ વાદીએ ગીરો મુકેલી મીલકતના એસાઇની તરીકે ફરીયાદ કરી હોય અને પછીથી તે ફરીયાદ અરજી સુધારવા કોર્ટે તેને આપી હોય અને મુળ ગીરો રાખનારના એટર્ની (વકીલ) તરીકે ફરીયાદ કરવાનું ફરીયાદ અરજીમાં વાદી સુધારેતો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમાં કોઈ નવો વાદી દાખલ કરો એમ ગણાય નહીં ગનપતી વી. અંદરજી ઇ. લો. રી ૩ મુંબઇ ૩૬૨-

કમીટીના સેક્રેટરીને બદલે કમીટીના પ્રેસીડેન્ટનું નામ દાખલ કરવામાં આવે અને બંને અમલદારોની જાત જવાબદાર ન હોતો આ કલમના અર્થ પ્રમાણે એ ફેરફાર કરો ગણાય નહી મોની. વી. કુક ઈ. લો. રી. ૨ અલાહબાદ ૨૯૬.

કોઇ હિંદુ કુટુંબના મુખી સાથે પ્રતીવાદીએ કોઈ કરાર કર્યો હોય અને તે મુખીએ તે કરાર અમલમાં લાવવા ફરીયાદ કરી તેમાં ઠરાવ

વામાં આવ્યું કે કહેલી મુદત વીતી ગયા ગછી કુટુંબના બીજે અં ગ ભુતો જેનો કરારમાં સંબંધ હોય તેઓને પક્ષકારમાં દાખલ કરવાથી, મૂખીના લાભમાં આખી રકમનું હુકમનામું કરી આપવામાં કોર્ટને કાંઈ અટકાયત થતી નથી. રાધા ચરણ. વી. મોહેસચંદર. ૩ સોમનો રીપોર્ટ. પાનું ૫૯ ઉપર રામસેબકના કામમાં જે ઠરાવ કરવામાં આવેલોછે તે ઠરાવથી આ ઠરાવ વીરૂદ્ધ થતો નથી જો ખરી રીતે એમ જણાયકે તે કરાર ખરેખરી રીતે પ્રતીવાદી અને મુખી વચેજ થએલો હતો તો પછી તે કામમાં બીજા અંગ ભુતોને સામેલ કરવામાં આવ્યા હોયતો તે ફક્ત ખોટી રીતે સામેલ કર્યા ગણાય. ઇ. લો. રી. ૬ કલકત્તા ૮૨૪.

આ કલમના બીજા અને ત્રીજા પારીગ્રાફમાં ફક્ત પક્ષકારના મરતી વખતે જે કાયદેસર વારસ વકીલ હોય તે બાબત કહેલુંછે; પણ ઠરાવવામાં આવ્યું છે કે આ ઠરાવનું ધોરણ મુળ પક્ષકારોના "એસાઇની" ને પણ લાગું છે. કોઇ વાદી ફરીયાદ દાખલ કર્યા પછી પોતાનો એસાઇની નીમેતો કદાચ એસાઇની ને એ કામમાં પક્ષકાર થવા બીલકુલ જરૂર નથી; પણ કદાચ એસાઈની. એસાઈની થાયતો તે મુળ વાદીના બદલે નહીં. પણ વાદીની સાથે અને વાદીના રીતના વારસ વકીલ તરીકે તે ફરીયાદ ચલવે છે. એમ ગણવું જોઇએ. સુપુત. વી. અમૃત. ઈ. લો. રી. ૫ કલકત્તા. ૭૨૦.

કોઈ વાદીએ મરનાર દેણદારનો કાયદેસ વારસવકીલ "એ" છે. એમ ભુલથી માની મુદતની દરમીયાંન તેના ઉપર ફરીયાદ કરી અને મુદત વીતી ગયા પછી તે ફરીયાદમાં દેણદારનો ખરો વારસવકીલ હતો. તેને પક્ષકાર કર્યો. તેમાં ઠરાવવામાં આવ્યુ કે તે ફરીયાદને મુદતનો પ્રતીબંધ લાગેછે. કાવસજી. વી. બરજોરજી. ૧૦ મુંબઇ. ૨૨૪.

---

**કરાર તોડવો ૨૩.** કરાર તોડવાનું કૃત્ય સતત ચાલુ હોય તે તથા નુકશાન પ્રસંગે અથવા કરાર ઉપર અવલંબીત હોયા વગર નુકશા

કરવું એસતત ચાલુ રહેતે બાબત — ન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય તે પ્રસંગે જે મુદતમાં કરાર તોડવાનું કૃત્ય અથવા નુકશાન કરવાનું કૃત્ય ( પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ ) ચાલુ હોય તે મુદતના દર એક ક્ષણે ( ફરિયાદ કરવાની ) નવી મુદત શરૂ થાયછે

## ટીકા.

જે કામમાં એક પછી એક એમ ઉપરા ઉપરી કરાર તોડવામાંઆવતો હોય. જેમકે દાખલા તરીકે કોઇ બોન્ડ (દસ્તાવેજ) હપતાથી આપવાનું હોય અને તે મુજબ આપવામાં ન આવેતો દરેક હપતે ફરીગાદ કરવનો હક ઉત્તપન થાયછે. તેથી કરીને પહેલા હપતાને માટે મુદતની અંદર ફરીયાદ કરવામાં ન આવી હોયતો મુદત પછી જો તેની ફરીયાદ કરવામાં આવેતો તેને મુદતનો પ્રતીબંધ લાગે છે. પણ બીજા હપતા જો મુદતની અંદર હોયતો તે બાબતની ફરીયાદને મુદત કાંઈ અસર કરતી નથી. જુવો રકમ ૧૧૫; રકમ ૭૪; ડરબી અને બોસાન કવેટ પાનું ૧૦૦. પણ જો કરાર તોડવાનું. કૃત્ય સતત ચાલુ હોય. જેમકે કોઇ કામમાં કોઇ ભાડુતે ભાડાખત લખી આપ્યું હોય તે ખતની સરત મુજબ ચાલવામાં કસુર કરી ભાડે આપેલી જગા રીપેર કરે નહીં તો જ્યાં સુધી તે કરાર સતત ચાલુ હોય ત્યાં સુધી મુદતના દરેક ક્ષણે ફરીયાદ કરવાની નવી મુદત શરૂ થાયછે. જુવો ડરબી અને બોસાન કવેટ પાનું ૧૦૦. આ કામમાં થવાનુ કારણ એક દીવસથી બીજે દીવસે એમને એમ જારી રહેછે; અને નુકશાન થતુ બંધ થાય તે વખતથી ફરીયાદ કરવાની કહેલી મુદત વીતી જાય ત્યારે ફક્ત ફરીયાદને મુદતનો પ્રતીબંધ લાગેછે. જુવો રકમ. ૧૧૫; મી. સેફર્ડ સાહેબ પોતાના મુદતના કાયદાના ગ્રંથમાં કહેછે કે જે કરારો પક્ષકારોમાંના એક પક્ષકારને કરારનો સંબંધ સતત હોય તે દરમીયાંન દાવો કરવાની કોઇ કહેલી રીત પસંદ કરવાને ફરજ પાડતો હોય તેવા કરારોનેજ ફકત આ કલમ લાગું પડેછે. જે સખસને કરાર પુરો કરવાનો હોય તે સખસ બહોસથી દરેક વખતે કરાર તોડેતો તે કરા

રનું તોડવું સતત ગણાય નહીં. જેમકે ભાગદારો જમીનદાર અને ભા રૂતો, મૂખી અને આડતીઓ, જમીનદાર અને જેના તરફથી જામીન થયા હોય તેવા કેસોમાં અમુક વખત સુધી જે સંબંધ એક બીજા વચ્ચે સતત (જારી) રહેછે. તેવો સંબંધ કરાર કરનાર અને જે સખષ સાથે કરાર કરવામાં આવ્યો હોય તેમની વચ્ચે સતત (જારી) હોવો જોઇએ; અને કરાર તોડનાર સખસ ઉપર એની ફરજ હોવી ન જાઇએ કે અમૂક વખતે અમૂક કૃત્ય (જેમકે દર ત્રણ મહીને ભાડુ આપવું, અથવા દર ૬ મહીને હીસાબ રજુ કરવો) કરવુ. જુવો. મી સેર્ફ્ડ સાહેબનો મુદતનો કાયદો પાનું ૪૮–૪૯ પેલી આવૃતી. કોઇ કામમાં નુકશાન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય અને જે નુકસાનનું કૃત્ય સતત ચાલુ હોય તે દરમીયાંન દરેક પળે મુદત ચાલુ થાયછે. જુવો બીજા પરીશીષ્ટની રકમ ૧૯—૨૩-૪૨ જેમકે દાખલા તરીકે ગેરવાજબી કેદ, ગેરવાજબી રીતે કોઇ તાકીદે હુકમ મેળવેલો હોય તે અને દ્વેસભાવથી કોઇ ફરીયાદ કરી હોય તે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું. ૨૨૨ની નોટ. પ્રતીવાદી કોઈ રસ્તો. કોઇ કાંસ. અથવા કોઈ નેહેર બંધ કરેતો જ્યાં સુધી તે હરકત સતત ચાલુ રહી હોય ત્યાં સુધી દાવાનું કારણ દર રોજ ચાલુ રહેછે. રાજરૂપ કૂંવર. વી અબદુલ હુસેન. ઇ. લો રી. ૬ કલકત્તા ૩૫૪; (રમોલકોઝ કોર્ટ) ૭ કલકત્તા લો. રી. ૫૨૯; રાંમપુલ. વી. મીસરી ૨૪ વી. રી. ૯૭. કોઇ તાજુ નુકસાન થાયતો માત્ર તેટલાજ કારણ ઉપરથી તાજી ફરીયાદ કરવાને પક્ષકારને કાયદાએ છુટ આપી નથી. જેમકે કોઇ કામમાં પ્રથમ (સાદી વ્યથા) હોય અને પાછળથી મહા વ્યથા થાય. આવા કામમાં જે નુકસાન થયું હોય તેનો અડસટો કાઢી એકી વખતે ફરીયાદ કરવી જોઇએ ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૨૨૨. પણ જે કામમાં નુકસાન વાળું કૃત્ય બહોસ રીતે (હઠીલાઇથી) કરવામાં આવે અને તેમાં સતત દુઃખ અને સતત નુકસાન ચાલુ હોય તો તે બાબત એક પછી એક ફરીયાદો (જેટલી જરૂરની હોય તેટલી) કરી સકાય. ડીહુક્રીસ. વી. ચેરમેન. ૧૯ વી.રી. ૩૩૯; રકમ. ૨૯.

બજા પરીશીષ્ટની રકમ. ૧૧૫ ને ૧૧૬ માં ઠરાવેલુ છેકે કોઇ "ક"

મ્પન સેસન" (બદલાનું નુકશાન બાબત) ની ફરીયાદમાં તેમજ કરાર તોડ વાનું કૃત્ય સતત ચાલુ હોય તેવા કામમાં જે વખતે તોડવાનું બંધ પડે તે વખતથી મુદત ચાલુ થાયછે. તેમજ રકમ ૧૯ ૨૩ ૪૨ માં ઠરાવવામાં આવ્યું છેકે નૂકશાન કરવાનુંકૃત્ય સતત ચાલુ હોય તે કાંમમાં નૂકશાન કર વાનું બંધ પડે તે વખતથી મુદત ગણાયછે. મુદતના પ્રતીબંધના સંબંધ માં સદરહુ રકમોના ઠરાવ અને કલમના ધોરણ વચ્ચે તફાવત એ છેકે એ રકમોની ભાષા મૂજબ (રકમ ૧૯) ગેરવાજબી કેદના "કંમ્પન સેસન" (બદલાના નુકશાનની) ની ફરીયાદમાં અથવા બીજી નૂકશાની અથવા ક રાર તોડવાની (રકમ ૨૩-૪૨-૧૧૫ ૧૧૬) ફરીયાદમાં પ્રતીવાદી સતત વખ તનો વીભાગ કરી શકતો નથી અને ફરીયાદ કર્યાની તારીખથી જેટલા વરસની મુદત કહી હોય તે કરતાં વધારે વરસો નૂકશાન અથવા કરાર તોડવાને થઇ ગયાં હોય તે બાબતની તે મુદતની તકરાર લઇ શકેછે. પ ણ કરાર તોડવાનું અથવા નુકશાન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય જે- માં ઉપલી રકમો લાગુ પડતી ન હોય તેવા કાંમમાં મુદતની તકરાર પ્ર તી વાદી ગમે ત્યારે લેવા મુખત્યારછે, ટાગોરના મુદતના કાયદાના નિ- બંધનું પાનું ૨૪૧

આ કલમ ૪૬ત કંમ્પન સેસન (બદલાની નૂકશાની) ની ફરીયાદો ને લાગુછે. અને બીજી ફરીયાદોને લાગુ નથી. એમ સમ જવું નહી ટા ગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૪૦

"કોઇ કરાર તોડવાનું કૃત્ય સતત ચાલુ હોય" આ કલમમાં કો ઇ કરારની રૂએ કાંઈ ફરજ રથતી હોય તે સતત પ્રકારની જરૂરીયાત વા ળી હોવી જોઇએ એમ કાંઇ જરૂર નથી. જેમકે દાખલા તરીકે કોઈ બાદુતે બાદુતવાળી જગા રીપેર રાખવાને (કરાર) કરી આપો હોય. ઇ-લો- રી.૪ અલાહબાદ. ૪૯૩-૪૯૬.

કોઈ સખસે પોતાની મીલકત કોઇ ત્રીજા સખસને બક્ષીસ આ પી હોયતો તેના હકનો કરાર જેટલે સુધી તે આપી શકવાનો તેને હ ક હોય તેટલે સુધી જે તારીખથી કરાર કરવામાં આવ્યો તે તારીખથી બંધ પડેછે. અને આ કલમ મુજબ જે સખસની સાથે કરાર કરવામાં આવ્યો હોય તે સખસનું દાવાનું કારણ સતત થતુ નથી પણ કોઇ "રથી

ર કબજા" ના કરારમાં તોડવાનું કૃત્ય સતત ચાલુ હોયછે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૪૦
કોઈ અવી ભકત મીલકત "એ" અને "બી" વચે વહેંચી લેવામાં આવે પણ "બી" ને ભાગે જે મીલકત આવી તે ઉપર "સી" નો દાવો હતો તેથી એમ ઠરાવવામાં આવ્યું હતું કે "એ" એ અમુક રકમ "સી" ને આપવી. અને "સી" ને "એ" એ તે રકમ આપી નહી. અને તેથી "બી" નો હક પુરો થયો ગણાય નહી. અને તેથી તે તોડવાનું કૃત્ય સતત ચાલુછે. એમ ગણવામાં આવ્યું. ઇનદાદ. વી. નીજાબત. ઈ-લો-રી-૬ અલાહબાદ.૬૫૭.

મી. ચીફબેરન સાહેબના મત પ્રમાણે હકનો કોઇ કરાર તેમજ વધારે ખામી વાળો કોઇ કરાર હોયતે સતત કરારો ગણાયછે- અને તેઓને તોડવામાં આવેતો કરારનું સતત તોડવું ગણાયછે જે સખસ સાથે કરાર કરવામાં આવ્યો હોય તે સખસ છેવટમાં છેવટ નુકશાન ભોગવે ત્યારે ફરીયાદ કરવા બંધાએલો નથી પણ જે કામમાં તમામ માલમીલકત કરારમા લખી આપી છોડી દીધી હોય એટલે કે કરાર અમલમાં લાવવાને બાકી કાંઈ માલમીલકત હોય નહી તેવા દાવાના હક સીવાય હકના કરાર તોડવાને મુદતનો કાયદો બીલકુલ લાગુ પડતો નથી બેનીંગ પાનું ૧૭૬-૧૮૩-

ધણી ધણીઆણી વચેનો સંબંધ (જે કે કોઈ કરારનું પરીણામછે) તે સતત કરારનું બીજું દ્રષ્ટાંતછે. અને તેથી જ્યાં સુધી ધણીઆણી (ઓરત) પોતાના ધણીને ઘેર જાય નહીં યાં સુધી કરાર તોડવાનું કૃત્ય સતત ચાલુ થાયછે. જુવો પંજાબની હાઇ કોર્ટના ફુલબેંચનો ઠરાવ. રીવાઝ પાનું ૧૦૨-

કરાર ઉપર અવલંબીત હોયા વગર નુકસાન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય, "કોઇ ટોર્ટ" નુકસાનનું કૃત્ય ) તે કરાર ઉપર અવલંબીત હોયા વગર નુકશાનનું કૃત્ય ગણાય જુવો મી. બ્રુમની કોમેનટરી ટોર્ટ નીચે પ્રમાણે ત્રણ જાતના છે. જુઓ મી. સ્ટીવનનો બ્લેકસ્ટોન.

૧. "નોનફીસન્સ" એટલે કોઈ માણસ કાંઇ કૃત્ય કરવા બંધાએલો હોય તે માણસ તે કૃત્ય કરે નહીં અને તેથી નુક

શાન થાય તે.

૨. "મીસફીસન્સ" કોઇ માણુસ કાંઇ કૃત્ય કાયદા મુજબ કરી શકે પણ તે કૃત્ય અયોગ્ય રીતે કરે તે.

૩. "મેલફીસન્સ" કોઇ સખસ કાંઇ ગેરકાયદેસર કૃત્ય કરેતે.

પ્રતીવાદીની જમીનનું પાણી વાદીની જમીનમાં પ્રતીવાદી કાઢે અને વાદીની જમીન ઉપર તેને કોઇ જાતનો "ઇઝમેન્ટ" મળેલો ન હોય તો તે સતત નુકશાન ગણાય. રામફળ વી. મીસરીલાલ. ૬૪ વી રી ૯૭.

કોઇ કાસના પાણીનો અટકાવ કરવો અથવા તે પાણીનો રસ્તો ફેરવવો તે પણ સતત નુકસાન ગણાય. રાજરૂપ. વી. અબદલ ઇ લો રી. ૬ કલકત્તા ૩૯૪ પ્રીવીકાઉનસીલ; ઇ લો—રી ૧ મદ્રાસ ૩૩૫; ઇ-લો રી ૬ મૂંબઇ ૨૦

જ્યાં સુધી કોઇ નુકશાન જારી હોય ત્યાં સુધી જે સખસને નુકશાન થતુ હોય તે સખસને ફરિયાદ કરવાનું સતત કારણ છે અને તે નુકસાનને લીધે થતા નુકસાનનો બદલો લઈ શકે છે અથવા તે નુકશાથ બંધ કરવા માટે તાકીદ હુકમ મેળવવા ફરિયાદ કરી શકે છે ટોગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૪૧.

સ્થાવર મીલકત ઉપર ગેરકાયદેસર રીતે પ્રવેસ કરવો અને જ્યાં સુધી તે પ્રવેસનો અંત આવે ત્યાં સુધી પ્રવેસનું સતત પણું ચાલુ ગણાય છે નરશોમા વી. રઘુપતી ઇ—લો- રી ૬ મદ્રાસ ૧૭૬;૧૭૮.

---

વિસેષનુકશાન થયા વગર ફરિયાદ કરી શકાતી નથી એવા કામ બાબત નુ

**૨૪** ફલાણા કૃત્યથી વિશેષ નુંકશાન વાસ્તવિક થયા વગર તે કૃત્યથી ફરિયાદનું કારણ ઉત્તપન્ન થતુ નથી એવાં કૃત્ય બાબત નુકશાનનો બદલો મળવા વિશેની ફરિયાદ હોય તે પ્રસગે જે વખતે નુકશાન થયું હોય તે વખતથી મુદત ગણવી.

કશાનનો બ
દલો મળવા
વિશેની ફરિ
યાદ

દષ્ટાંતો.

(अ.) અ. એક ખેતરની ઉપલી સપાટીનો ધણી છે. બ. એ ખેત
રની જમીનના નીચલાં પડનો ધણી છે બ. ખેતરની સપાટીને
પત્યક્ષ દેખાઇતુ નુકશાન કર્યા વગર તે જમીનમાંથી કોયલા
ખોદી કાહાડે છે પણ છેલ્લે સરવાળે સપાટી નીચે બેશી જા
ય છે. અ, એ બ ઉપર કરેલી ફરિયાદીને પ્રસંગે સપાટી ની
ચે બેશી ગયાની તારીખથી મુદત શરૂ થાય છે

(ब.) ( જે નિંદાના શબ્દોથી વિશેષ નુકશાની થયા વગમ તે શબ્દો
ઉપરથીજ ફરિયાદ કરવાનો અધિકાર નથી એવા શબ્દ અ બ.
વિષે કહે છે તથા પ્રસિદ્ધ કરે છે તેથી ક બ ને પોતાના કારકુન
દાખલ રાખવાની ના કહેછે નિંદા બાબત નુકશાનનો બદલો મળ
વા સારૂ બ એ અ ઉપર ફરિયાદ કરવાની મુદત સદરહુ પ્રણા
ણેના કહેવામાં આવે ત્યાંહાં સુધી ચાલુ થતી નથી. )

## ટીકા.

પરીસીષ્ટમાં ખાસ રીતે બતાવેલા નથી. તેવાટોર્ટ (નુકસાન) ની
ફરીયાદોમાં તે કૃત્ય કરવામાં આવે અથવા બંધ રાખવામાં આવે
ત્યાંથી મુદત ચાલુ થાયછે. પણ જ્યારે તે નુકસાન વાદીના જાણવા
માં આવે અથવા વિષેસ ભાગે પરીણામે નુકશાન થાય તે વખતથી
મુદત ચાલુ થતી નથી. જુવો બેનીંગ પાનું ૨૭૦; મી. કોલેટનોટે.ફ
પારીગ્રાફ. ૪૧૮; અને બીજા પરીશીષ્ટની રકમ ૩૯. આવા કામમાં ફક
ત નામની નુકસાની હોય તો તેની એકદમ ફરીયાદ થઈ શકે છે

પણ જે કામમાં જે વખતે નુકસાન થાય (પરીણામે) તે વખતે ફ
રીયાદ કરવાનું કારણ ઊત્તપન થતું હોયતો વાસ્તવીક નુકશાન થયા વગ

નુકસાન વાળા કૃત્યથી ફરીયાદ કરવાનું કારણ ઊત્તપન થયું ગણાતુ નથી અને મુદ્દત જે તારીખે તે કૃત્ય કરવામાં આવે તે તારીખથી નહી પણ જે તારીખે નુકસાન થાય તે તારીખથી ચાલુ થાયછે, જુવો ડરબી અને બોસાન કવેટ પાનું ૩૦ અને પરીશીષ્ટ બીજાની રકમ ૨૫ બોનોમી. વી. બેક હાઊસ કલાર્ક હાઊસ ઓફ લોર્ડ. કેસ ૫૦૩,

દ્રષ્ટાંત "અ" માં મુળ કૃત્ય જાતે નુકશાન વાળું નથી અને પછીથી નુકસાન થવાને લીધે ફક્ત નુકસાન વાળું થાયછે, કોઈ સખસે પોતાની જમીનમાં પાણી રહે તેવી રીતે હાથથી કાંઇ કર્યું હોય તેમાંથી પાણી જાય તેવું કોઇ કૃત્ય કરવાથી તેને ( તે સખસને ) નુકશાન કરવામાં આવે તો તેને આ કલમ લાગુ પડે છે. જુવો ૨૨ વી. રી. ૨૭૮ પ્રીવીકાઊન્સીલ; ૪-લો-રી ૩ કલકત્તા ૭૭૬.

દ્રષ્ટાંત " બ " માં મૂળ કૃત્યથી વાદીને કાયદેસર દાવાનુ કારણ મળતું નથી. લોક વીરૂદ્ધ કોઇ ફરજનો ભંગ કરવો કે જેથી વાદીને કોઇ વિષેશ નુકસાન થાય તો તેને આ કલમ લાગુ પડે છે આવી ફરજ તોડવાથી કોઈ સખસને જ્યાં સુધી કાંઇ વિષેશ પ્રકારે નુકશાન ભોગવવુ પડયું ન હોય ત્યાં સુધી દાવાનું કારણ તેને મળતુ નથી. જુવો બેનીંગ પાનું. ૨૭૧. ધણીના ગાફલવાળા કૃત્યોથી ચાકરને નુકશાન થાય તે કાંમમાં તેમજ કોઇ ધંધાદારી માણુસને કોઇએ નોકર રાખ્યો હોય અને તે ધંધાદારી માણુસની ડાહાપણુ વગરની ચાલથી નોકર રાખનારને નુકશાન થાય તે કામમાં આ કલમ લાગુ પડે છે આ સઘળા કામોમાં જ્યાં સુધી નુકશાન ખમવું ( ભોગવવું ) પડે નહીં ત્યાંસુધી દાવાનું કારણ ઉત્તપન્ન થતું નથી જુવો મી' કોલેટનો ટોટ કલમ ૧૮-૨૧

---

દસ્તાવેજમાં લખેલો વખત ગણવો. **૨૫.** આ આકઠના કારણ સારૂ સઘળા દસ્તાવેજ ગ્રીગોરીયન ક્યાલેંડરના કાળમાન પ્રમાણે કર્યા છે એમ સમજવું.

દ્રષ્ટાંતો.

(अ) એક હિંદુ ફક્ત મિતી નાંખીને ચાર મહીને અવેજ આપીશ

એવી વાયદા ચીઠી લખીઆપેછે તે ચીઠી ઉપરથી ફરિયાદ કરવા ની મુદત તે મિતીથી ગ્રીગોરિયન ક્યાલેંડરના કાળમાન પ્રમાણે ગણેલા ચાર મહીના પુરા થાય તે વખતથી શરૂ થાયછે,

(च) એક હિંદુ ફકત મિતીનાંખીને એક વર્ષમાં નાણું પાછું આપીશ એ વું બાંડ લખી આપે છે તે બાંડ ઉપરથી ફરિયાદ કરવાની મુદત તે મિતીથી ગ્રીગોરિયન ક્યાલેંડરના કાળમાન પ્રમાણે ગણેલું એક વ ર્ષ પુરૂં થાય તે વખતથી શરૂ થાય છે

## ટીકા

પંચાગનો મહીનો અથવા વરસની ગણત્રી કેવી રીતે કરવી તે ના સંબંધમાં કોઈ મહીના અથવા વરસના એક દીવસથી ગણત્રી કરી આવતા તેજ મહીના અથવા વરસના દીવસ સુધી ગણત્રી થાય. અ ને જે મહીના અથવા વરસની ગણત્રી કરવામાં આવેલ હોય તેમાંથી જે દીવસથી ગણત્રી કરી કરવામાં આવી હોય તે દીવસ બાદ કરવો એટલે એકજ મહીના અથવા વરસના બે દીવસ ગણત્રીમાં અવી જ વા નહીં જોઈએ. કાશીકંથી. વી. રોહીનીકંથ. ૭ કલકત્તા લો. રી. ૩૪૨; ૩૪૩: ઇ. લો. રી. ૬ કલકત્તા. ૩૨૫,

કોઇ કરાર વીલ અને બીજા દસ્તાવેજોમાં દેસી તારીખ હોય અથયા અંગ્રેજી તારીખ હોય. નહી તો તે તારીખે અંગ્રેજી પંચાગ પ્રમાણે જે તારીખ આવે તે તારીખથી આ કાયદા પ્રમાણે કહેલી મૂદત ગણવી. દાખલા તરીકે કોઇ કરારની તારીખ તેમજ કરાર પુ રો કરવાની તારીખ બંગાળાની અથવા ફસલી વરસની હોય તો તે તારીખ અંગ્રેજી તારીખે જે હોય તે ગણવી. અને તે અંગ્રેજી તારીખ થી ગ્રેગરીનો પંચાગ મૂજબ કહેલી મુદત ગણવી. નીલકંઠ. વીં દતાત રીય. ઇ. લો.રી. ૪ મુંબઇ ૧૦૩; આલમસખાનું. વી. મહમદરાજા. ૬ કલકત્તા લો-રી. ૨૫૩

પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઇ પરસ પરના ઉધાડા અને ચાલતા હીસાબમાં બાકી કરેલી લેણી રકમ બાબત ફરીયાદ કરવામાં આ

વે જે હીસાબમાં જે વરસમાં કોઇ રકમ કબુલ કરવામાં અથવા સાબી ત કરવામાં આવી હોય તે વરસ પુરૂ થએ મુદત ચાલુ થાય છે. અનેતે હીસાબમાં અંગ્રેજી સાલ શીવાય બીજી કોઈ શાલ નાંખી હોયતો હીસા બમાં જે સાલ હોય તે સાલ પ્રમાણે વરસ ગણવું માહારાજા જેમંગળ વી. લાલરંગપાળ ૪ બેંગોલ લો.રી. અપીલ ૫૩; ૧૩ વી. રી. ૧૮૩; બીજા પરીશીષ્ટની રકમ ૮૫.

આ કલમમાં સ્પષ્ટ રીતે ઠરાવ છે તેથી કરીને કોઈ દસ્તાવેજ ઉપ રથી જણાય કે પક્ષકારોનો ઇરાદો લુનર ( ચાંદ ) મહીનેથી અથવા (ચાંદ) વરસથી મુદત ગણવી એવો હોય તો પણ તેવા કામમાં તે મહી ના પ્રમાણે નહીં પણ અંગ્રેજી ગ્રેગરીના પંગાગ પ્રમાણે મુદત ગણવી રંગો. વી. બાબાજી ૪-લો-રી ૬ મુંબઈ. ૮૩.

જેમાં "જનરલ ક્લોઝીઝ એકટ" લાગુ પડે છે તેમજ લાગુ પડતો નથી તેવા સર્વ કામમાં જો ઉલટો ઇરાદો હોય એમ સ્પષ્ટ રીતે જ ણાય નહીંતો અંગ્રેજી અથવા ગ્રેગરીના પંચાગ પ્રમાણે મુદત ગણવી સરો દા. વી. પાહાલી. ૪-લો-રી ૧૦ કલકત્તા ૯૧૩.

## ભાગ ૪ થો.

### કબજા ઉપરથી ધણીપણું પ્રાપ્ત થવું:

ઇઝમેંટ બાબ તનો હક પ્રાપ્ત થવો.

**૨૬.** કોઇ ઇમારતમાં તથા ઇમારતને સારૂ અજવાળું અથવા હવા આવવી તથા તેનો ઉપયોગ થવે આ વાત નો ઉપભોગ ઇઝમેંટ તરીકે તથા હક્કથી ખાંડો પડયા વ ગર વીસ વરસ સુધી વગર હરકતે ઇમારતે સાથે કર્યો હોય ત્યારે.

અને હરકોઇ માર્ગના અથવા પાણીના પાટના અથવા કોઇ પાણી વાપરવાના અથવા બીજા કાંઇ ઇઝમેંટના ( તે વિધિપક્ષે હોય કે નિ ષેધપક્ષે હોય ) ઉપભોગ બાબતનો દાવો કરનારા કોઇ માણસે ઇઝમેંટ

રીકે તથા હક્કથી ખાડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે કર્યો હોય ત્યારે

સદરહુ પ્રમાણે અજવાળું અથવા હવા આવવી તથા તેનો ઉપયોગ થવો એ બાબતનો હક્ક અથવા સદરહુ પ્રકારના માર્ગનો અથવા પાણીના પાટનો અથવા પાણી વાપરવાનો અથવા બીજા ઈઝમેંટનો હક્ક અનિર્બંધ તથા અપરિહાર્ય થશે

ઉપર વીસ વીસ વરસની મુદતો કહીછે તેમાંની દરએક મુદત જે દાવાને તે મુદત લાગુ હશે તે દાવા બાબતની જે ફરિયાદમાં તકરાર હશે તે ફરિયાદ કર્યાની અગાઉનાં બે વરસની અંદર પુરી થનારી મુદત છે એમ સમજવું.

ખુલાસો:-દાવો કરનાર શિવાય બીજા કોઇ માણસના કૃત્યથી હરકત થઇ હોય તેથી કબજો અથવા ઉપભોગ ખરેખાત બંધ પડયા વગર અને તે હરકત બાબતની તથા તે હરકત કરનારા અથવા કરવાનું કહેનારા માણસ બાબતની ખબર દાવો કરનારને પડયા પછી એક વરસ સુધી તે હરકત ખમ્યા વગર અથવા કબુલ કર્યા વગર આ કલમના અર્થ પ્રમાણે ખાડો છે એમ સમજવું નહીં.

દષ્ટાંતો

(अ) માર્ગના હક્કને હરકત કર્યા બાબત સન ૧૮૮૧ ના વર્ષમાં ફરીયાદ થઇછે. પ્રતીવાદી હરકત કબુલ કરેછે પણ માર્ગનો હક્ક કબુલ કરતો નથી. વાદી એવું શાબેત કરેછે કે. ઈઝમેટ તરીકે તથા હક્કથી તે હક્ક બાબતના અધીકારનો દાવો કહીને તે હક્કનો ઉપભોગ. સન ૧૮૬૦ ના જાન્યુએરી મહીનાની ૧ લીતારીખથી સન ૧૮૮૦ ના જાન્યુઆરી મહીનાની ૧ લી તારીખ સુધી ખાડો પડયા વગર બીન હરકતે તથા ઉઘાડી રીતે કર્યોછે ત્યારે વાદીને (પોતાની તરફનું) હુકમનામું મળવાનો હક્કછે.

(ब) સન ૧૮૮૧ ના વર્ષમાં તેવીજ એક ફરીયાદ થઇ. તે ફરીયાદમાં સન ૧૮૫૮ ની સાલથી સન ૧૮૭૮ ની સાલ સુધી મેં સદરહું રીતે હક્કનો ઉપભોગ કર્યો એટલુંજ માત્ર વાદી શાબેત કરેછે આ ફરીયાદ કાહાડી નાંખવી. કારણકે ખરેખરો ઉપભોગ કરીને તે હ

* તે ફરીયાદ કરવાની અગાઉ બે વર્ષની અંદર અટકાવવાની વાત શાબેત થઇ નથી.

(क) તેવીજ એક ફરીયાદમાં વાદી શાબેત કરેછે કે તે હકનો મેં વીશ વર્ષ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે ઉપભોગ કર્યોછે અને પ્રતીવાદી એવું શાબેત કરેછેકે તે હકનો ઉપભોગ કરવાસારૂ વાદીએ વીશ વર્ષની અંદર એક પ્રસંગે મ્હારી પરવાનગી માગી હતી તો તે ફરીયાદ કાહાડી નાંખવી.

## ટીકા

"ઇઝમેંટ" પૈકી નીચેના ઘણાજ અગત્યના ઇઝમેંટો બ્રીટીશ ઇંડીયાની કોર્ટે કબુલ રાખેલછે. તે નીચે મુજબ બતાવવામાં આવેછે.

૧ રસ્તાના હકો (જેવા કે પગે ચાલનાર વટે માર્ગ. મછવા. ગાડાં વર ઘોડો ચાલવાને તેમજ પ્રેત સંસકાર ક્રીયા કરવાને, તેમજ મેતરીયા લોકોને જવા આવવા વગેરે)

૨ પાણી વહેવાના અથવા વાપરવાના હકો તેમજ વરસદાનું પાણી ચાલતુ બંધ કરવાના અથવા તેનો રસ્તો બદલવાના હકો.

૩ હવા અને અજવાળાના હકો.

૪ મછી મારવાના તેમજ ઢોર ચારવાના હકો,

૫ કોઇ જમીન ઉપર બીજા માણસનો અધીકાર હોય તે જમીનની ફાટમાંથી (કોઈ કાણામાંથી) ધુમાડો નીકળવાનો પછી તે ફાટ ફક્ત ધુમાડો જવા દેવાને વાસ્તે તેમજ અજવાળુ અને હવા લેવાને વાસ્તે વપરાતી હોય તોપણ.

૬. રીવાજ મુજબ એકાંત કરવાનો હક.

"માણસ" અમૂક માણસ અથવા માણસે ઈઝમેટનો હક ભોગવેલ હોવો જોઇએ. અને જુદાજુદા માણસોએ ઇઝમેટનો હક ભોગવેલો હોય તો તેવા માણસનો આ કલમમાં સમાવેશ થતો નથી. લખમીપત. વી. સદાવુલા. ઇ-લો-રી.૯ કલકત્તા. ૬૫૮;૭૦૩.

ઇઝમેંટનો હક વગર હરકતે અથવા સાંત રીતે થવો જોઇએ તેથી કરીને જોરથી અથવા જુલમથી ઉપભોગ કરવામાં આવે, તેમજ ઉ

ઉભોગમાં વખતો વખત તકરાર અને ખાડો પડે (પછી જો તે ખાડો એ ક વરસ સુધી પણ રહ્યા ન હોય તેની ચીંતા નહી) તો ઈઝમેંટનો ભો ગવટો વગર હરકતનો ગણાય નહીં જુવો ગોડાર્ડ પાનું ૧૫૩;૧૫૪, ઈટિ ન. વી. સ્વાન્સીયા વોટર વર્ક કંમ્પની; ગેલ પાનું ૧૭૬.

ભોગવટો ઉઘાડો અને ખુલ્લો હોવો જોઇએ. પણ ગુપ્ત(છાનો) ચો રેલો અથવા અદ્રષ્ટ હોવો જોઈએ નહી. ટાગોરના મૂદતના કાયદાના નિબંધનું પાનું ૪૧૬. પણ જો કોઈ ઉપભોગ ગુપ્ત ન હોયતો તે ઇઝમેંટના ખ રા માલેકને ઉપભોગ કરેછે એ બાબત બરાબર માહીતી ન હોયતો તેની ચીંતા નહી; જે સખસ ઉપભોગ કરેછે. તે બાબત તેનું (ખરા માલેકનું) અજાણ પણું હોવાથી ઉપભોગ કરનાર સખસને ઇઝમેંટનો હક મળ વામાં આ કાયદાથી કાંઇ હરકત થતી નથી. ખરો માલેક અજાણ્યો હતો. અથવા પોતાની સગીરતાથી. ચજોલ પણાથી અથવા કબજાના હકની ખામીને લીધે અટકાયત કરવા અસક્ત હોયતો (આ કાયદાની) કલમ.૨૭ સીવાય તેનો હક ગણવામાં મુદતનો પ્રતીબંધ લાગતો નથી આ જગો એ બતાવવું જોઇએ કે આ કાયદા મૂજબ જવા આવવાનો હક અથવા અજવાળુ અને હવાનો ઉપયોગ કરવાના કામમાં જાહેર અથવા ખુલ્લી રીતે ઉપભોગ કર્યાનું સાબીત કરવાનું જરૂર નથી. મથુરદાસ વી. બાઇ અમથી. ઇ-લૉ રી ૭ મુંબઈ ૫૨૨; અને સન ૧૮૮૨ ના એકટ ૫ મૂજબ હવા અજવાળુ અથવા ટેકાનો હક જો કે ઉપભોગ ખુલ્લો અથવા હક ત રીકે ન હોય તોપણ મેળવી શકાયછે સદરહું એકટ મૂજબ હવા અજ- વાળુ અથવા ટેકો જે મકાનમાં જોતો હોય તે મકાનમાં કોઇ માણસે રહેવું જોઈએ એવી કાંઇ જરૂર નથી, પણ અજવાળુ, હવા અથવા ટે કો તે મકાનને મળેલો હોયતો બસછે. ગેલ પાનું ૧૭૨. પ્રાણજીવંનદાસ વી. મયારામ ૧ મુંબઈ. ૧૪૮.

ઉપભોગની બાબતમાં બીજી જરૂરની હકીકત એ હોવી જોઇએ કે "હક તરીકે" ઉપભોગ કરેલો હોવો જોઇએ એટલે મુળ માલીકની ર જા મેળવી ઉપભોગ કરેલો હોવો જોઇએ નહી તેમજ ગુપ્ત રીતે, તક રાર કરીને, અથવા દુઃખ દઇને ઉપભોગ કર્યો હોયતો તે હક તરીકે ઉપભોગ કરેલો ગણાય નહી જુવો ગેલ પાનું ૨૦૯ માલેકની ફક્ત મેહે

જો ઉપભોગ કરનાર પોતાની મરજીમાં આવે તે વખતે ઉપભોગ કરી શકે તેમ હોય તો પછી કહેલી મુદતના કોઇ ભાગમાં કેટલી વખત ઉપભોગ કર્યાનો હક અમલનાં આણવામાં આવેલોછે. તે જોવાની જ રૂર નથી. કાર-વી-ફોસટર. ૩ ક્વીન બેંચ. ૫૮૧. ૫૮૭ ઉપભોગનો હક કહેલી મુદતની આખર સુધી જારી હોવો જોઇએ એટલે કે ફરીયા દ કર્યા પેહેલાં બે વરસ સુધી જો કે પછી કહેલી મુદતની આખર સુધી હકનો અમલ કરવામાં અથવા તેનો ખરેખરો ઉપભોગ કરવામાં આવ્યો ન હોય તેની હરકત નથી. કોઇલાસ. વી. પુડો. ૮ કલકત્તા લો-રી ૨૮૧-૨૮૩ કેટલાએક ઇઝમેંટો એવા પ્રકારના હોયછે કે તેનો ખરેખરો ઉપભોગ કરવામાં લાંબો ખાડો પડેછે. જેમકે દાખલા તરીકે ચોમાસાની મોસમમાં જે વખતે "બી" ની જમીન ઉપર પાણી છવરાઇ જાયછે તે વખતે "એ" નો મછવાથી તે "બી" ની જમીન ઉપર જવા હક હોયતો આ હક વરસાંમાં ફક્ત બે અથવા ત્રણ મહીના સુધીજ અમલમાં લાવી શકાય. અને જો વરસાદ ન થાયતો ૨૦ અગર ૨૧ મહીના સુધી તે હકનો અમલ કરવા બીલકુલ સંભવ હોતો નથી. તેમજ પાડોસીની જમીન ઉપર થઇને વરઘોડો અને પ્રેત સંસકાર લઇ જવાનો હક દરેક વરસે જો ઉપભોગ કરનાર સખસના કુટુંબમાં મરણ અથવા વીવા થતો ન હોયતો દરેક વરસે ઉપભોગનો હક અમલમાં આવી સકતો નથી. તેમજ કોઇ હક ફક્ત ૧૦ અથવા ૧૫ વરસે અમલમાં આવી શકતો હોય તે પણ આ કલમ મુજબ ૨૦ વરસ સુધી ઉપભોગ ર્યો હોયતો તેનો ગણાયછે. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૪૨૪

કોઇ ઈતિફાકથી અથવા વરસાદ નહીં પડવાને લીધે અથવા એવા બીજા કારણો કે જે ઉપભોગ કરનારના અખત્યાર બહાર હોય તેને લીધે ઉપભોગ કરવો બંધ રહે તો ઉપભોગમાં ખાડો પડો ગણા નહીં ગોડાઈ પાનું ૧૫૮. તેમજ કોઈ સખસને પોતાના ઢોર બીજાની જમીનમાં ચરાવવાનો ઇઝમેંટ હોય અને બે અથવા ત્રણ વરસ પોતાની પાસે બીલકુલ ઢોર નહીં હોવાને લીધે તેનો ઉપભોગ કરવો બંધ રહો હોયતો તે પણ ઉપભોના હકનો ખાડયો પડો ગણાય નહીં. શામ. વી. ટારીની. ઇ. લો. રી. ૧ કલકત્તા ૪૨૨. ૪૩૦.

વળી ઉપભોગ કરનારને જે માલીકની જમીનનો તે ઉપભોગ કરતો હોય તે માલીક વચ્ચે કોઇ કરારથી ઉપભોગ કરવાનું મુલતવી રાખવામાં આવે, જેમકે દાખલા તરીકે કોઇ કરારથી જે રસ્તે થઇને ચાલવાનો હક હોય તે રસ્તાને બદલે થોડી મુદત બીજે રસ્તે ચાલવામાં આવે તો તે પણ ઉપભોગનો ખાડો ગણાય નહીં કાર. વી. ફોસટર. ૩ ક્વીન્સબેંચ ૫૮૧.૫૮૫ ગોડાર્ડ પાનું ૧૫૯ આ કલમ મુજબ ભોગવટામાં ખાડો પડયો એમ ગણાવા પેહેલાં ખબર થઇ તે પછી એક વરસ સુધી વીરૂધ હરકત કબુલ રાખવી ટાગોરના મુદતના કાયદાનું પાનું ૪૨૬.

વખતો વખત ખાડયો પડો હોય અથવા વીરૂધ હરકત થતી હોય જોકે પછી તે જારી નહોય અને એક વરસસુધી તે કબુલત રાખી હોય તો ભોગવટો હરક્ત વાળોછે. એમ ગણવાને સારો પુરાવોછે. ગોડાર્ડ. પાનું ૧૫૪. કોઇ ઉપભોગનો હક જેનો ઉપયોગ કરવામાં આવતો હોય તે ખુસીથી છોડીએદી તો જે હક તેનો મળેલો હોય તે હક તેણે જાથુને માટે છોડી દીધો એમ ગણવામાં આવેછે. અને તે હક છોડી દીધા પછી તે હકનો તેનાથી ઊપભોગ થઇ શકતો નથી. ઇ. લો. રીં. ૧ કલકત્તા ૪૨૨; ૪૨૯ કોઇ માલીક કોઇ જવા આવવાનું બારણું ચણી લીએ અથવા જે દીવાલમાં બારી હોય અને તે દીવાલને બદલે બીજી દીવાલ કરે અને આ પ્રેમાણે કરવાથી તે રસ્તાનો હક અથવા બારણા અથવા બારીમાંથી હવા તથા અજવાળા આવવો હક બંધ કરે છે. તને જો આ પ્રમાણે બંધ..કરવું કેટલોક વખત સુધી જારી રહેવા દેતો જો બીજો પુરાવો ન હોયતો ઉપભોગમાં નો હક બંધ કરેછે. અથવા છોડી દીધો છે એમ ગણી શકાય. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૨૭.

૨૦ વરસની ગણત્રી કરવામાં મુળ માલેકને કાયદેસર નાલાયકી જેટલી મુદત રહી હોય તેટલી મુદત બાદ થઇ શકતી નથી. અરજુ વી. રાખલ. ઇ- લો- રી- ૧૦ કલકત્તા ૨૧૪–

"હવા અથવા અજવાળુ" સ્ટરજીસ. વી. બ્રીજમેન ૧૧ મેનસરી ડીવીલન ૮૫૨ના કામમાં ઠરાવવામાં આવ્યું છે કે પવન અથવા ગતી

વાળી હવાનો ઈઝમેનટનો હક થઇ શકતો નથી.

મીં. પીકોક સાહેબનો અભીપ્રાય એવો છેકે દક્ષિણદીસા તરફથી આવતી પવનની લેહેર ભોગવવાનો હક જે સખસને એ પવનની લેહેર ભોગવતો હોય તે સખસ ખુલી રીતે ભોગવવા આપે તે શીવય તે હક મળી શકતો નથી. જુવો બેગ્રાંમ .વી ખેતરનાથ. ૩ બેંગોલ લો. રી– ઓરીજનલ સીવીલ જુરીડીકસન ૧૮; ૪૬; તેમજ હવાના હક બાબતના કામમાં હરકત કરવામાં આવી હોયતો તે હરકત ફરીયાદ કરવા લાયક નુકસાન કરે તેવી હોવી જોઇએ. પવનની લેહેર આવવાનો રસ્તો ખુલ્લો અને હરકત વગરનો ઘણી લ'બી મુદતથી ભોગવેલો હોય. માત્ર તે કારણ ઉપરથીજ તે હકનો દાવો થઇ શકે નહીં અને સુખાકારી માટે જેટલી હવા બસથાય તે કરતાં વધારે હવાનો દાવો ચાલી શકે નહીં. બેરો વી. આરચર. ૨ હાઇડ ૧૨૫ શન ૧૮૮૨ના એકટ પમાં ધારા બાંધનારી સભાએ ઉપરની બાબત કાંઈ ઠરાવેલુ નથી એવા સબબથી કે હિંદુસ્તાન જેવા દેશમાંની કાંઈ જરૂર નથી. હવાના ખુલા રસ્તાને અડચણ કરવા બાબત જો તેથી વાદીના સરીરના સુખને અડચણ થતી હોય. જોકે પછી તેની તંનરદુરસ્તીને ઇજા થતી ન હોય તો પણ તેવી ફરીયાદ કરવાને કાયદાએ છુટ આપીછે.

જે તારીખથી ૨૦ વર્ષની મુદત ગણવામાં આવે તે તારીખે નવામકાનની બારીઓ પુરતી રીતે તયાર હાલતમાં હોવી જોઇએ ઇલીયટ. વી. ભુવન ૬ બેંગોલ. લો- રી- ૮૫; ૧૨ બેંગોલ લો- રી- ૪૦૬ પ્રીવીકાઉનસીલ. પ્રાણજીવંનદાસ. વી. મયારાંમ. ૧ મુંબઈ. ૧૪૮.

આ કાયદા મુજબ હક મેળવવામાં મુળ માલેકની સંમતી મેળવવાની જરૂર નથી. ઇલીયટના કામમાં ઠરાવવામાં આવ્યું છેકે ખરેખર હરકત થયા સીવાય જો ખાડો પડ્યો હોયતો તે ખાડાથી મેળવેલ હકને કાંઇ અસર નથી.

"રસ્તો" નો હક એટલે એક જગોથી બીજી જગોએ જવાનો હક અને અમુક જગા સુધી તેની હદ હોવી જોઈએ. અને આજ એકમાં અને કાલ બીજી જગોમાં એમ હોવું નહીં જોઈએ: અને તેટલા માટે

રસ્તાનો આદી અને અંત નકી થએલ હોવો જોઈએ. ગેલ પાનું ૩૫૭ નોટ; ૪ વી. રી. ૪૯—

"રસ્તાનો સામાન્ય હક" એટલે કોઇ રસ્તો સઘળા કામકાજ માટે વાપરવામાં આવે તે જેમકે કોઇ રસ્તા ઉપર વીવાનો વરઘોડો અને પ્રેત સંસકાર કરનારા માણસો ચાલે તેમજ બીજા કોઈ કામ માટે વાપરવામાં આવે. જુવો લોક નાથ. વી. મનમોહન. ૨૦ વી. રી. ૨૯૩ તેમજ ખેતીવાડીના કામકાજ માટેનોજ; કોઈ રસ્તા ઉપર ઘોડા ગાડીઓ ચાલવાનો હક હોય પણ ગાડા ચાલવાનો હક ન હોય તેવો રસ્તો, કોઇ રસ્તા ઉપર ઘોડા ચાલતા હોય અને ઘોડા ગાડીઓ ચાલતી ન હોય. કોઈ રસ્તા ઉપર ફકત કોલસાની ગાડીઓ ચાલવાનો હક હોય. કોયલા સીવાય બીજા તમામ માલની ગાડીઓ ચાલવાનો હક હોય તેવો રસ્તો. કોઈ કેડી અથવા ધોરી રસ્તો.

કોઈ ઢોર ચાલવાનો રસ્તો. મછવા ચાલવાનો રસ્તો. દેવળ જવાનો રસ્તો. બજારે જવાનો રસ્તો કોઇ અમૂક દરવાજા ખુલા હોય તે વખતે, અથવા અમુક કલાકથી તે અમુક કલાક સુધી. અથવા વરસની અમુક મોસમે ફકત રસ્તાનો ઉપયોગ કરવાનો હક જુવો ૧૦ વી. રી. ૩૬૩. ઉપર બતાવા મૂજબ જે રસ્તાનો હક છે. તેથી માથા ઉપર બોજો લઇને જવાનો હક નથી. કારણ કે એવો હક આપવામાં આવેતો મૂળ ધણી ઉપર વધારે જવાબદારી આવી પડે; કેમકે જો તેને (ધણીને) તે ઉપર ઈમારત કરવી હોયતો જેટલી જગો મૂકવી જોઇએ તે કરતા વધારે જગો મુકી દેવી પડે. જુવો ગેલ પાનું ૩૫૬ ની નોટ;

અમૂક કામ માટે (જેમકે વાદીનો કચરો લઇ જવા માટે) રસ્તાનો હક છે. એમ સાબીત થાયતો તે હક વરસમાં અમુકવાર અમલમાં લાવવો એવી હદ બાંધવા કોર્ટ બંધાએલી નથી; પણ ઉપયોગ કરનારને વધારે સ્વતંત્રતા આપી શકે છે. અને એવો ઠરાવ કરી શકે છેકે કોઇ અમુક કામને માટે તે હક વરસમાં સઘળી શગવડ પડતી વખતે અથવા જેટલી વખત જરૂર પડે તેટલી વખત અમલમાં આણી શકે. ગોપાળચંદર. વી. જદુલાલ ઇ- લો- રી- ૯ કલકત્તા ૭૭૮.

કોઇ ઓટો અથવા ઓસરી બાંધવી કે જેથી રસ્તાનો કોઇ ભાગ દબાઇ જતો હોય તોપણ તેની ફરીયાદ થઈ શકે નહી જો તેથી ઇઝમેંટના વ્યાજબી રીતે ઉપભોગ કરવામાં હરકત થતી ન હોયતો તેની ફરીયાદ ચાલી સકતી નથી' તુલસીમની. વી. જોગેસ. ૧ કલકત્તા લો. રી. ૪૨૫; કલીફર્ડ વી. હોર. ૯ પ્રીવી કાઉન સીલ– ૩૬૨–
કોઈ ઉજડ જગા ઉપર ચાલતો હોય એવી હકિકત હોય તોપણ રસ્તાનો હક સાબીત થઇ શકે. સેખમહમદ વી. સેફાતુલા. ૨૨. વી. રી. ૩૪૦; ૧૪. વી. રી. ૧૯૯

"પાણીનો પાટ" આ શબ્દનો અર્થ નેહેર તેમજ ચાલતું પાણી નેહેરમાં જતું હોય તેવો થાય છે. બીજા કોઇ સખસની જમીન ઉપર પાણી ચાલવાનો હક અથવા અમુક જમીનમાં પાણી ચાલતુ હોય તેવો જે રસ્તે ચાલવાનો હક તે પાણીના પાટનો ગણાય છે. ગોડાર્ડ પાનું ૧૨૩, વરસાદનું પાણી નેવામાંથી, અથવા મોરીમાંથી, અથવા ગટરમાંથી કાઢવાનો હક તેપણ પાણીના પાટનો ગણાયછે. ગેલ પાનું. ૨૭૩
કોઇ ટાંકીમાં પાણી હોય તે પાણીનો પાટ ગણાય નહીં પણ એ પાણી વાપરવાનો ઇઝમેંટ લેઇ શકે. કોઇ ટાંકીમાં પથર અથવા બીજો કચરો નાખવાનો નીયમીત ઈઝમેંટ ગણીએ તો ગણાય. પણ તે એવો હોવો જોઇએ કે તેથી મુળ ધણીનો હક તમામ રીતે નાબુદ થઇ શકે નહીં. ટાગોરના મુદતના કાયદાના નિબંધનું પાનું ૫૪૬.

વાદી અને પ્રતીવાદી બે પાસે પાસે ઘરના માલેકો હતા. કે જે ઘરની વચ્ચે એક દીવાલ આવી હતી. ફરીયાદ કર્યા પેહેલાં ૮ વરસ અગાઉ વાદીએ તે દીવાલ ઊંચી ચણી તેમાં અજવાળા અને હવાને માટે એક બારી મુકી હતી. તે ઉપરથી પ્રતીવાદીએ તે દીવાલ પાસે એક બીજી દીવાલ ચણી જેથી બારી મુકા પછી અને પેહેલાં વાદીને જે અજવાળું અને હવા આવતી હતી. તે બંધ થઇ તેમાં ઠરાવવામાં આવ્યું કે કાયદાએ કહેલી મુદત (વીસ વરસ) સુધી વાદીએ હવા અને અજવાળાનો ઉપભોગ કર્યા નથી. કે જેથી ઇઝમેંટનો હક તેને મળે અને પ્રતીવાદીએ જે અડચણ કરી તે અડચણ દુર કરાવવા તેનો હક નથી, સારૂભાઇ. વી- નરહરન સોની ૭- લો- રી- ૨ મુંબઈ; ૬૬૦.

ઇઝમેંટનો હક કોઇ માલમીલકત તેનો ધણી વેચે તો તે માલમી લકત સાથે જાયછે- તે નીયમ કોઇ હુકમનામું બજાવવામાં જો મા લમીલકત કોર્ટથી વેચવામાં આવી હોય તો તેને પણ લાગું પડેછે. હ રીમાધવ વોલીરી. વી, રામચંદર ગુસાની. ૨૨– વી- રી- પ૨૨-

---

સરવેઅંટટેને મેન્ટનારીવશ નરની તરફ માં બાદ કરવુ

૨૭. પણ એવું ઠરાવ્યું છેકે કોઇ ઇઝમેન્ટ જે જમી ન ઉપર અથવા પાણી ઉપર અથવા જે જમીનમાંથી અથવા પાણીમાંથી ભોગવાતું હોય અથવા મળતું હોય તે જમીન અથવા પાણી હયાતી સુધીના હક્ક સંબંધ ઉ પરથી અથવા હક્ક સંબંધ આપ્યા પછીની તારીખથી ત્રણ વર્ષ કરતાં વત્તી મુદતના હક્ક સંબંધ ઉપરથી ધારણ કરે લુ હોય ત્યારે સદરહુ પ્રકારનો હક્ક સંબંધ અથવા મુદત ચાલુ હોય ત્યા રે જેટલા વખત સુધી સદરહુ પ્રકાર ઇઝમેંટનો ઉપભોગ થયો હોય તે ટલો વખત ઉપર છેલ્લી કહેલી વીશ વર્ષની મુદતમાંથી બાદ કરવો તે એ રીતે કે સદરહુ પ્રકારનો હક્ક સંબંધ અથવા મુદત પૂરી થયા પછી તે જમીન ઉપર અથવા પાણી ઉપર જે માણસનો અધિકાર હોય તે હક્ક સંબધ અથવા મુદત પુરી થયા પછી ત્રણ વર્ષમાં તે જમીનના અથવા પાણીના દાવા બાબત તકરાર કરી હોય તો બાદ કરવો.

### દ્રષ્ટાંતો.

બ. ની જમીનમાંથી જવાનો મને હક્ક છે એવું સ્થાપિત થવા બાબત અ. ફરિયાદ કરેછે મેં પચીસ વરસ સુધી તે હક ભોગવ્યો છે એ વું અ. સાબેત કરેછે પણ તે પચીસ વરસ માંહેનાં દસ વરસ સુ ધી ક નામની એક હિંદુ વિધવાનો તે જમીન ઉપર હયાતી લગી હક્ક સંબંધ હતો અને ક મરણ પામ્યા પછી બ. નો તે જમીન ઉપર હક્ક પ્રાપ્ત થયો અને ક મરણ પામ્યા પછી બે વરસની અંદર અ ના તે હક્ક સંબંધના દાવા બાબત મેં તકરાર કરી એવું બ. સાબેત કરેછે ત્યારે આ ફરિયાદ કાહાડી નાખવી જોઇએ કારણ

આ કલમના ઠરાવ પ્રમાણે અ. એ પંદર વરસ સુધીજ ઉપભોગ કર્યાની વાત સાબેત કરીછે

## ટીકા.

જો સરવીયંટ હેરીટેજ,, (જેના ઉપર ઇઝમેંટનો હક હોય તેવો વારસો) મુળ ધણીના કબજામાં ન હોય પણ ત્રણ વરસ કરતાં વધતી મૂદતના કરારથી ભાડુત પાસે હોય અથવા હયાતી સુધીના હક સંબંધ વાળો હોય તો એવો કરાર તથા હક સંબંધ જેટલો વખત જારી હોય તેટલો વખત મૂદતની ગણત્રી કરવામાં નીચેની સરતથી બાદ કરવો એટલે કે એવો કરાર અથવા હક પુરો થઇ રહ્યાપછી બીજા ત્રણ વરસની મુદતની અંદર સરવીયંટ હેરીટેજનો જે સખસનો કાયદા પ્રમાણે હક હોય તેણે દાવો કરવો જોઈએ. આ ઠરાવ મુજબ નીર ઉપયોગી ભોગવટાની મુદત કાયદેસર ભોગવટાની એ મુદતને જુદી પાડે છે;

૨૦ વરસનો ભોગવટો ગણવાને માટે એ ત્રણે મુદત ભેગીકરવી જોઇએ. ચાલતા ભોગવટાની કાંઇ કાયદેસર અને બીજી નીર ઉપયોગી મળીને ફરીયાદ કર્યા પેહેલાં ૨૨ (૨૦–૨) વરસ કરતાં વધારે હોવી જોઇએ, અને આંહી કાયદાના સ્પસ્ટ ઠરાવથી આ કલમને એક અપવાદ લાગું કરવામાં આવેછે. તે એ છેકે કાયદેસર ભોગવટો ગણવાને ૨૦ વરસની મુદત ફરીયાદ કર્યાની અગાઉના બે વરસની અંદર પુરી થયેલી હોવી જોઇએ. જુવો ગેલ પાનું ૧૮૪; ટયુડર પાનું ૧૯૧; અને ગોડાર્ડ પાનું ૧૩૪, ૧૩૫–

આ વિષેસ ઠરાવની અસર એવી થતી નથીકે કાયદેસર ભોગવટાની બે જુદી જુદી મુદતને જોડી દેવી. પણ અમુક મુ સુ ધી અથવા જીંદગી સુધાનો જે ચાલતો ભોગવટો હોય તેટલી મુદત. મૂદતની ગણત્રીમાં વધેછે. જુવો ઓનસ્લે. વી. ગાર્ડન ૪ મું ઉવીકલી. ૫૦૦; જે કામમાં મૂદતની સરતથી ભાડે આપનાર. અગર ઊતરાધીકારનો હકદાર કહેલી મૂદતમાં દાવો કરેતો દાવેદારે કાયદેસર કબજે ૨૦ વરસની મુદત સુધી ભોગવેલ છે. એમ બતાવવું જોઇએ પ

છી ગમેતો અમુક મુદત અથવા જીંદગાંની સુધીનો હક સરૂ થયા પહેલાં. જો ફરીયાદ કર્યા પેહેલાંના બે વરસમાં તે મુદત અથવા જીંદગી સુધીનો હક પુરો થઇ ગયેલ હોયતો. અગર જો તે મુદત અથવા જીંદગી સુધીનો હક ફરીયાદ કર્યા પેહેલાં બે વરસ કરતાં વધારે મુદતે પુરો થયો હોયતો કાંઇ મુદત ફરીયાદ કર્યા પેહેલાં અને કાંઇ મુદત ફરીયાદ કર્યા પછી વીતી ગયેલ હોવી જોઇએ. જુવો ગોડાર્ડ પાનું ૧૩૪; ૧૩૫.

જેમકે ભોગવટો કરનારે (મુળ ધણીએ) કહેલી મુદત અથવા જીંદગી સુધીનો હક શરૂ થતાં પેહેલાં ૧૫ વરસ સુધી ઉપભોગ કર્યો હોય. અને ત્યાર બાદ ભાડુતે અમુક મુદત સુધી અથવા જીંદગી સુધીના હકનો અમલ કર્યો હોય, અને પછી ભાડુતનો અમુક મુદત સુધીનો અથવા જીંદગી પરીયંત સુધીનો હક પુરો થઈ રહ્યા પછી પાછો ભોગવટો કરનારાએ (મુળ ધણીએ) ૫ વરસ સુધીનો ભોગવટો ફરીયાદ કરવાની ૨ વરસ સુધીની મુદત સુધી ચાલુ હોયતો આ કલમ મુજબ પોતાનો હક સ્થાપીત કરવાને માટે ભોગવટો કરનાર (મુળ ધણીને) પુરતી મુદત છે. એમ ઠરાવવામાં આવ્યું છે—

---

માલ મિલકત ઉપરનો હકનહીં સરખો થયો — **૨૮.** કોઇ માલ મિલકતનો કબજો લેવા સારૂ કોઇ માણસને ફરિયાદ કરવી હોય તેની મુદત આ આકટ ઉપરથી ઠરાવી છે તે મુદત પુરી થયા પછી તે માલ મિલકત ઉપરનો તેનો હક્ક નહીં સરખો થઇ જાયછે એવું સમજવું

## ટીકા

જણાવવું જોઇએ છીએકે આ દેસના કાયદાથી (સાકાર) માલ મીલકતના હક તેમજ ઇઝમેંટના હક સીવાય બીજા કોઇ હક, નહીં સરખા આ કલમથી થતા નથી. સાકાર હકોના સંબંધમાં ઠરાવવામાં

આવ્યું છેકે કોઈ લેણાની રકમનો ઈલાજ લેવાને કાયદાનો પ્રતીબંધ લાગી ગયો હોય તોપણ તે લેણાની રકમ લેવાનો હક કાયમ રહેછે. મોહેસલાલ વી. સંપતકુંવરી. ઈ. લો. રી. ૬ કલકત્તા. ૩૪૦ તેટલા માટે આવા હકને ઠરાવેલી મુદત વીતી ગયા છતાં નહીં સરખા થઈ જતા નથી.

રકમ- ૩૪ મુજબ ઓરતનો કબજો લેવાની ફરીયાદ એ માલમીલકતનો કબજો લેવાની ફરીયાદ નથી. અને તેથી ધણીનો હક મુદત થએ આ કલમ મુજબ નહીં સરખો થઈ જતો નથી. ટાગોરના મુદતના કાયદના નિબંધનું પાનું- ૩૩૨.

રકમ ૧૧૧ મુજબ" લીયન" અમલમાં લાવવાની ફરીયાદ અથવા રકમ ૧૩૨ મુજબ જે નાણાનો" ચાર્જ" સ્થાવર મીલકત ઉપર હશે તે નાણું આપવા બાબતની ફરીયાદ એ આ કલમ મુજબ માલમીલકતના કબજા બાબતની ફરીયાદ ગણાય નહી. તેમજ રકમ ૪૪ મુજબની કોઈ ફરીયાદ માલમીલકતના કબજાની ફરીયાદ ગણાય નહીં તેમજ રકમ ૧૧ મુજબ હક સાબીત કરવા ફરીયાદ તે પણ આ કલમ મુજબ માલમીલકતના કબજાની ફરીયાદ નથી. તેમજ રકમ ૧૪૭, ૧૪૮ મુજબની ફરીયાદો આ કલમ મુજબ માલમીલકત ઉપરના હકની ફરીયાદો નથી. જુવો ટાગોરના કાયદના નિબંધનું પાનું. ૩૩૪

ઝાડના કબજા બાબતની ફરીયાદ એ આ કલમ પ્રમાણે જમીનની ફરીયાદ છે. એમ ગણવામાં આવ્યુંછે. જગરાણી બીબી. વી. ગનેસી. ઈ- લે- રી- ૩ અલાહબાદ. ૪૩૫-

કોઈ ધણીની માલમીલકત લેઈ લેવામાં આવી હોય અને તે ધણી પોતાના હકને મુદતનો પ્રતીબંધ લાગવા દેતો તે ધણીનો હક નહી સરખો થાય છે. અને લઈ લેનાર. સખસનો કાયદેસર હક ગણાછે. આ દેસમાં ખાસ જરૂરનું છેકે લાંબા કબજા ભોગવટાથી જે નીરભયતા મળેછે. તે નબળી કરવી જોઇએ નહીં કોઈ જમીનના હક બાબત તેના માલીક કાયદા મુજબ કહેલી ૧૨ વરસની મુદત સુધીમાં બંધ તકરાર ચલવી હોયતો તે મુદત વીતી ગયા પછી કાયદાથી ઈ

વ્યાજ લેવા બંધ પડેછે. અને કબજેદારનો હક ગણાયછે કેવળકુબેર. વી. તાલુકદારી સેટલમેંટ ઓફીસર. ઈ. લો. રી. ૧ મુબઇ ૫૮૬; જગરાણીબીબી. વી. ગનેસી. ૩ અલાહબાદ ૪૩૫ રામભટ વી. અગ્રી હોત્રી પુનાનો કલેક્ટર ઇ- લો- રી-૧ મુબઇ. ૫૯૨.

જો મુળ હક નહી સરખા જેવો થઇ જાયતો પછી કોઇ ઉપર હક (મુળ હકની સાથેનો હક) હોય તેપણ નહીં સરખા જેવો થઇ જાયછે. તેથી જો કોઇ વાદીનો હક અમૂક ગામની વંશપરંપરાની જગાનો હક હોય તે આ કલમ મૂજબ નહી સરખા જેવો થઇ જવાથી ઠરાવવામાં આવ્યું કે નોકરી કર્યાના મેહેનતાણામાં અમુક જમીનનો કબજો તેની પાસે હતો. તે લેવાની ફરીયાદ તેની પછાંથી ચાલતી નથી મદવાલા બીન ગીનાપા. વી. ભગવંત બીન. દેવજી. ૯ મુબઈ ૩૬૦; છગનલાલ વી. બાપુભાઇ. ઇ-લો-રી-૫ મુબઇ ૬૮. જુવો રકમ ૧૩૨.

તેમજ કોઇ મુદલ લેણાની રકમને મુદતનો પ્રતીબંધ લાગો હોય અને તે લેણાના વ્યાજ લેવાના હકને મુદતનો પ્રતીબંધ ન હોય તોપણ વ્યાજનો દાવો આ કલમ પ્રમાણે ચાલી શકતો નથી. વાલીયા તંબુરાતી. વી વીરાચ .ઈ. લો. રી. ૧ મદ્રાસ. ૨૨૮;



# સને ૧૮૭૭ ના એકટ ૧૫ મો મુદતનો કાયદો તેની કલમોને જે અપવાદ લાગુ પડેછે તે સબંધીનું કોષ્ટક

## [૧] બાતલ કરવા જે ફરિયાદો તથા કેશો.

૧ જે ફરીયાદોને મુદતનો કાયદો ખાસ રીતે લાગુ પાડવામાં આવેલ નથી તેવી ફરીયાદો. — કોઇ માણસ પાસે માલ મીલકત ટ્રસ્ટમાં આવી હોય તે માણસ ઉપર અથવા તેના કાયદેસર વારસ વકીલ ઉપર અથવા એશાઇનની ઉપર (જે કીંમત દાર મોં બદલા બાબત એસાઇનનહીં હોય) તેના અથવા તેઓનાહાથમાંથીતેમાલમીલકતલેવાસારૂ ફરિયાદો કલમ ૧૦)

૨ જે ફરીયાદોને મુદતનો આકટ લાગુ પડનો નથી તેવી ફરીયાદો. —
અ સને ૧૮૬૯ના આકટ ૪ હિંદુસ્તાનના તલાક બાબતના આકટ પ્રમાણે કરેલી ફરીયાદ (કલમ ૧)
બ સને ૧૮૩૧ના મદ્રાસના ૬ ઠા કાયદા પ્રમાણે કરેલી ફરીયાદને લાગુ નથી (કલમ ૧)

૩ જે કામમાં મુદત ગણવા કાંઇ વીશેષ રીતે ઠરાવેલુ હોય તેને આ એકટનો મુદતનો બાદ લાગતો નથી. — કાંઇ વિશેષ અથવા સ્થલ વિશેષ કાયદામાં કોઈ ફરિયાદ સારૂ અથવા એપીલ સારૂ અથવા અરજી સારૂ મુદત ખસુસ ઠરાવી હોય તેને (કલમ ૬)

૪ ફરીયાદો કે જેને પારકા મુલકના મુદતનો કાયદો લાગુ પડી શકે — પારકા મુલકમાં થયેલા કરાર ઉપરથી બ્રીટીશ ઇંડ્યામાં ફરિયાદ કરવામાં આવેતો તે નીયમ ઉપરથી તે કરાર નહી સરખો થઇ નહી જતો હોય. ત્યા તે નિયમમાં કહેલી મુદતમાં પક્ષકારોની તે મુલકમાં સ્થાઇક વસ્તી થઇ નહી હોયતો, તે નીયમની હરકત ચાલશે નહી (કલમ ૧૧)

૫ ફરીયાદો કે જેને કેટલાએક સાધારગ અપવાદો લાગુ પડી શકતા નથી. અથવા કેટલીએક ફરીયાદોને ફક્ત ખાસ અપવાદ લાગુ પડેછે. તેવી ફરીયાદો. —

અ. જે ફરિયાદોને કાયદેસરના લાયકીના સબબથી અપવાદ લાગુ પડતો નથી (કલમ ૭) અગ્રકીયા અધીકારના હક અમલમાં લાવવા બાબતની ફરીયાદોને.

અધીકાર

બ જે ફરિયાદને ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થયા પહેલાં મરણ થવાથી અપવાદ લાગુ પડતો નથી. — (૧) અગ્રકીયા અમલમાંલાવવાનીફરિયાદે કલમ ૧૭) (૨) સ્થાવરમીલકતનોઅથવાવંશપરંપરાના હુદાનો કબજો મળવા બાબત ફરિયાદ (ક. ૧૭)

ક જે ફરીયાદોને ફકત ૧૬મી કલમ લાગુ પડે છે. હુકમનામૂ બજાવવા શારૂં કરેલા વેચાણમાં જે ખરીદદાર હોય તેને કબજો લેવા માટેની ફરીયાદ.

ડ જે ફરીયાદોને ફકત કમલ ૯નો વિશેષ ઠરાવ (લેણદારના ઇસ્ટેટનો મરણોતર વહીવટ ચલાવવા બાબત) લાગુ પડેછે તે કરજ વશુલ કરવા શારૂ કરેલી ફરીયાદ.

ઈ જે ફરીયાદોને ફકત કલમ ૨૦( આપવા બાબતને) લાગુ પડેછે. તે કરજ અથવા મૃત્યુલેખાર્પીતદીન બાબત ફરીયાદો.

## [૨] અપવાદો (કાયદા પ્રમાણે મુદત લાગુ પાડવા બાબત) ખાસ કારણને માટે બાંધવામાં આવેલછે તે.

૧ કહેલી મૂદત ચાલુ થાય તે વખતે હૈયાત હોય તે

(અ) જ્યાં સુધી કારણ બંધ થાય ત્યાં સુધી મુદત ચાલુ થતી અટકે તે.

(અ) વાદીની કાયદેસર નાલાયકી (એકવડી બેવડી અથવા સતત ચાલુ) (કલમ ૭ *)
૧ સગીર ઉમર
૨ ચળી ગયેલો
૩ દીવાનો

અપવાદ અગ્રકીયા ધીકારની ફરિયાદો
વિશેષ ઠરાવ કહેલી મુદત ત્રણ વરસ કરતાં વધતી હોય ત્યારે
વિસેષ ઠરાવ સામાઇક લેણદાર પૈકી કોઇ એકની ના લાયકી (કલમ ૮)

(બ) ફરિયાદ કરવાને અથવા તેની ઉપર ફરિયાદ થવાને કોઇ માણસ હયાત ન હોય ત્યારે (કલમ ૧૭) *

૧ ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થયા પહેલાં ફરિયાદી મરી જાય અને તે ફરિયાદ કરવાને તેના કોઈ કાયદેસર વારસ વકીલ ન હોય ત્યારે.
૨ કોઈ માણસ જીવંતુ હોતતો તેનીઉપર ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાત તે માણસ હક પ્રાપ્ત થયા પહેલાં મરણ પામે અને તે મરનારનો કાયદેસર વારસ વકીલ કે [illegible] ફરિયાદ થઇ શકે [illegible] ત્યારે.

અપવાદો—ફરીયાદો. (૧) અગ્રકીયા ધીકાર અમલમાં આણવા બાબતની; (૨) સ્થાવર મીલકતના કબજા બાબતની; (૩) વંશ પરંપરાના હુદાનો કબજો મલવા બાબતની ફરીયાદો–

ક જે કામમાં ફરીયાદ કરવાનો હક અથવા જે અધીકાર ઉપરથી તે અધીકાર, અથવા સદરહુ પ્રકારનો હક શાબીત કરવાને જે દસ્તાવેજની જરૂર હોય તે દસ્તાવેજ તે વાદીથી કપટથી પ્રતીવાદીએ અથવા પ્રતીવાદીના સંબંધથી બીજા કોઈ સક્ષે સંતાડેલ હોય ત્યારે. (કલમ ૧૮) *

અપવાદ જે કામમાં પ્રતીવાદી પ્રમાણીક પણે અને કીંમતદાર મોં બદલો આપી ખરીદ કરનાર હોયતો.

(બ) મુદતનો ખાડો પડવાથી દાવાનું કારણ દીન પ્રતીદીન નવું થાય તે બાબત (કલમ) ૨૩(૧) *

અ કરાર તોડવાનું કૃત્ય સતત ચાલુ હોય તેવે પ્રસંગે.
બ. કરાર ઉપર અવલબીત હોયાવગર નુંકશાન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય તેવે પ્રસંગે.

(ક) કંઇ કૃત્ય થી વિશેષ નુકશાન વાસ્તવીક થયા વગર તે કૃત્યથી ફરીયાદનું કારણ ઉત્પન્ન થતુ ન હોય તેવે પ્રસંગે.

વિશેષ નુંકશાન થયા વગર ફરિયાદ કરી શકાતી નથી એવા કૃત્ય બાબત નુકશાનનો બદલો મળવાની ફરિયાદ (કલમ ૨૪)

| | | |
|---|---|---|
| ૨<br>કહેલી મુદત વી તી જાય તે વખતે હયાત હોય તો (ખાસ કારણે) અને જે વખતે કારણો બંધ થાય તે વખત સુધી મુદત વધેછે. | | જ્યારે કોર્ટ બંધ હોય ત્યારે ** (કલમ ૫) |
| | (અ)<br>જ્યાં સુધી કારણ હયાત હશે ત્યાં સુધી મુદત મુલતવી રહેછે અને તેટલી મુદત કહેલી મુદતમાંથી વાદીનેમુજરે મળશે. | ૧ જે કામમાં લેણદારના ઇસ્ટેટનો મર્હોતર વહીવટ ચલાવવાની સનંદ તેન હશે; અને મરણોતર વહીવટ ચાલુ હશે ત્યાં સુધી (કલમ ૯ નો વિશેષ ઠરાવ)<br>૨ બ્રીટીશ ઇન્ડીઆમાંથી પ્રતીવાદીની ગેરહાજરી. (કલમ ૧૩)<br>૩ દાવાના એકજ કારણની બાબતમાં વાદી યોગ્ય તત્પરતાથી અને પ્રમાણીક પણે પ્રતીવાદી ઉપર બીજી કોઈ દીવાની ફરીયાદ જે કોર્ટમાં ચલાવતો હોય તે કોરટને હકુમતની ખામીને લીધે અથવા એવા પ્રકારના બીજા કોઇ કારણને લીધે ફરીયાદ સાંભલવાનો અખત્યાર ન હોય તેવે પ્રસંગે (કલમ ૧૪)<br>૪ જેટલી મુદત સુધી ફરીયાદ શરૂ કરવાનું કામ તાકીદ ઉપરથી અથવા હુકમ ઉપરથી બંધ રહ્યું હોય તેટલી મુદત. (કલમ ૧૫).<br>૫ હુકમનામુ બજાવવાસારૂ કરેલુ વેચાણ રદ કરવાનો યત્ન હુકમનામા વાળો દેણદાર જે મુદતમાં કરતો હોય તે મુદત. (કલમ ૧૬) |
| ૩<br>કહેલી મુદતમાં કોઇ વખત (ખાસ કારણો હયાત હોય ત્યારે. | (બ)<br>દીવાની ઇનસાફનું કામ ચલાવવા બાબતના કાયદાની કલમ ૨૦ મી પ્રમાણે કરેલા હુકમને પ્રસંગે તેટલીજ મુદત બાદ કરવી. | કોઈ એક કોર્ટમાં ફરીયાદ કરી હોય અને તે સીવીલ પ્રોશીઝર કોડ કલમ ૨૦ મુજબ બીજી કોર્ટમાં ફરીયાદ કરવી પડે ત્યારે. (કલમ ૧૪ પારેગ્રા ૨ જો) |
| | (ક)<br>મુદત ચાલુ થયા પછી બંધ પડેછે અને નવેશરથી મુદત ચાલુ થાયછે. | ૧ પ્રતીવાદી અગર તેનો મુખતીયાર જવાબદારીનું લખેલુ અંગીકરણ કરે તે પ્રસંગે (કલમ ૧૯)*<br>૨ કરજનું અથવા મૃત્યુલખાપીત દાનનું વ્યાજ ઠરાવેલી મુદતમાં વ્યાજ એવું સમજીને જે માણસ પાત્ર હોય. તેણે અથવા તેના યોગ્ય રીતે અખતીયાર આપેલા મુખત્યારે આપ્યું હોય ત્યારે. (કલમ ૨૦) * (!)<br>૩ કરજના મુદતનો ભાગ દેણદારે અથવા આ બાબત યોગ્ય રીતે અખત્યાર આપેલો તેના મુખત્યારે પોતાના હાથ અક્ષરથી લખીને આપ્યો હોય ત્યારે (કલમ ૨૦ *)<br>૪ ગીરવી મુકેલી જમીન ગીરવી રાખનારના કબજામાં હોય ત્યારે તે જમીનની ઉપજ પહોંચ્યાની પહોંચ હોય તે (કલમ ૨૦) — કેટલાએક સામટેક કરાર કરનારાઓ પૈકી અથવા ભાગીયાઓ પૈકી અથવા મૃત્યુ પત્ર ચલાવનારાઓ પૈકી અથવા ગીરવી રાખનારાઓ પૈકી એક આસામી હેઠલ લખ્યા સબબથી કલમ ૧૯-૨૦ મીના કોઇ ઠરાવ ઉપરથી પાત્ર થાયછે. એમ સમજવુ નહી (કલમ ૨૧) |

**નોટ** * જે જગ્યાએ આવી એક ચોકડી બતાવેલી છે. તે અપવાદો ખાસ રીતે અરજી ઓને લાગુ છે- જે જગ્યાએ ** આવી બે ચોકડીઓ બતાવી છે. તે અપીલો તેમજ અરજીઓ અને ફરીયાદોને લાગુ છે. જે જ ગ્યાએ કાંઇ પણ નીશાની બતાવી નથી. તે અપવાદો ફકત ફરીયાદોનેજ લાગુ છે. જે જગ્યાએ આવું પ્રસ્નાર્થ ચીન્હ છે તે કલમ ૨૦-૨૩ મુજબ કરેલી અરજીએને લાગુ છેકે કેમ? બ અને ક બીજા ભાગના અપવાદના પહેલા આશનમાં આવેછે. તેને અપવાદ નહીં કહેતાં ધોરણ તરીકે ગણવા જોઇએ.

| | | |
|---|---|---|
| [3] અપીલના કામમાં [illegible] | ૧<br>નાદારીમાં અપીલ કરવાની પરવાનગી મળવાની તેમજ પંચનો ફેસલો રદ કરવાની અરજીઓ. | હુકમનામાની નકલ અથવા પંચના ફેંસલાની નકલ મળતાં જેટલો વખત લાગે તેટલો વખત બાદ કરવો જોઇએ. (કલમ ૧૨). |
| | ૨<br>અપીલો તેમજ ફેંસલાની ફરી તપાસ સારૂં કરેલી અરજીઓ બાબત. | ૧ હુકમનામાના, શીક્ષાના, ઠરાવની, અથવા કોઇ હુકમ ઉપર અપીલ કરવાની હોય; અથવા ફરી તપાસ કરવાની હોયતો તેની નકલ મળતાં સુધી જેટલી મુદત લાગે તેટલી મુદત બાદ કરવી જોઇએ; અને જો ફેંસલા ઉપરથી ફરીયાદ કરવી હોયતો ફેંસલાની નકલ મળતાં સુધી મુદત બાદ કરવી જોઈએ (કલમ ૧૨).<br>૨ કહેલી મુદત વધવાને પાકું કારણ હતું એમ જો કોરટને ખાત્રી થાયતો વધારે મુદત આપવામાં આવેછે. (કલમ ૫). |

**નોટ**- શીવીલ પ્રોશીજર કોડની કલમ ૩૨૫ અ નો ઠરાવ. હુકમનામાની બજવણી બાબતની અરજીઓને લાગુ પડતો હોયતો. તે એક બીજો અપવાદ છે. જે શને ૧૮૭૯ના ૧૨ મા આકટથી પહેલ વહેલો દાખલ કરવામાં આવેલ છે. જુઓ સીવીલ પ્રોશીઝર કોડ કલમ ૩૨૫ અ-

( Running account ( રનીંગ એકાઊન્ટ )

# ચાલતા ખાતા સંબંધી.

# મુંબઇ હાઇ કોર્ટ રૂલીંગ.

આ કેશમાં મરનાર "રીસપોન્ડેન્ટ "માધવ ઘેલા'ઉપર કેટલાએક વરસ સુધી ચાલેલ ખાતાની રૂએ લેણા રહેલ રૂપીઆ લેવા માટે "અપેલેન્ટે ." ફરીયાદ કરેલ છે. —

હીસાબમાં અપેલેન્ટે એક પછી એક રકમો ધીરેલીછે, અને તે રકમો' પેટે થોડી થોડી રકમો રીશપોન્ડેન્ટે આપેલ છે. પણ બાકીની તમામ રકમો અપેલેન્ટની લેણી રહેલ છે.

આ દેશના ચાલતા મુદતના કાયદા મુજબ દેણા પેટે કાંઇ રકમ આપી હોય. તો તેથી કરીને સાધારણ રીતે તે દેણાને મુદતની અંદર લાવવાને કંઇ અસર થતી નથી તેટલા માટે જો કાયદાએ કહેલ મુદત વધવાને માટે કોઇ બીજું ખાસ કારણ ન હોયતો જે જેરકમ એ પ્રમાણે આપવામાં આવેલી હોય તે રકમ જે જે તારીખે તેને રકમ આપવામાં આવી તે તે તારીખથી દાવાનું કારણ ઉપ્તન્ન થાય છે અને તે તારીખથી ત્રણ ત્રણ વરસ સુધીમાં કાયદા પ્રમાણે વસુલ લેઇ શકાય છે. તેથી એવી તકરાર લેવામાંઆવેલ છે. કે સંવત. ૧૯૨૩ની આખર તારીખે પક્ષકારો વચ્ચે હીસાબની સમજણ કરવામાં આવેલ હતી તેથી આ હકીકત મૂદત વધવાને માટે કાયદા પ્રમાણે ખાસ કારણ છે.

આ હીસાબની સમજણનો પ્રકાર ઘણોજ મોઘમ રીતે બતલાવવામાં આવેલ છે; પણ ઘણે ભાગે એટલું તો થયેલ છે કે મરનાર રીસ્પોંન્ડન્ટની રૂબરૂમાં તે હીસાબ બાકી કાઢવામાં આવેલ અને મરનારે તે હીસાબ ખરોછે, એમ જીભથી કબુલ કરેલ. હવે જોકે, તે બેશક ખરૂં છે કે કોઈ હીસાબ નકી કરેલ-હીસાબ છે એમ ગણવાને માટે તે હીસાબમાં પક્ષકારોની સહી કરેલી હોવી જોઇએ એમ કાંઈ જરૂર નથી તોપણ અમે ધારીએ છીએ કે સન ૧૮૫૯ ના આકટ ૧૪ની કલમ ૪ મુજબ જો દેણદારે સહીં કરી ન હોયતો કહેલી મુદત વીતી ગયા પછી તે દેણુ વસુલ કરવાને માટે ફરીયાદ કરવાને અટકાયત થાયછે. કોઇ હીસાબ વ

ક્કી કરવામાં આવેલ છે. તે એ દેણું કબુલ કરવામાં આવેલ છે. તે કર તાં કાંઈ વધારે બતાવતું નથી; અને જોકે બીજા કામમાં તે કાંઇ અ ગત્યનું નથી કે તે કબુલત લખીતવાર થયેલ છે કે મોઢાની થયેલ છે, પ ણ કાયદાએ સ્પષ્ટ રીતે ઠરાવેલુ છે કે મુદત બહાર ગયેલ દેણાની કબુ લત કરવાથી જો તેકબુલત દેણદારે લખીતવાર અંગીકરણથી કબુલ કરે લ ન હોયતો, કાયદાસર રીતે તે દેણું વસુલ લેઇ શકાતું નથી.

અમોએ આ ઉપર જે અભીપ્રાય બતાવ્યો તે અભીપ્રાય વીરૂધ્ધ અમો ઉમેદચંદ હકીમચંદ વી. શાહ બુલાખીદાસ લાલચંદનો કેસ મત લાવવામાં આવેલ છે. પણ અમે ધારતા નથી કે અમારા અભીપ્રાય વી રૂધ તે કેશ હોય. આ (આધારમાં બતાવેલ) કામમાં ઠરાવવામાં આ વેલ છે કે હીસાબ નકી કરવામા આવ્યો તેની અંદર ગર્ભીત રીતે એ વો કરાર કરવામાં આવેલ છે કે બાકી રહેલ દેણું આપવાનું છે, અને એવા ગર્ભીત કરારને મુદત ૬ વરસની લાગે છે. અને ૩ વરસની મુદ ત લાગતી નથી. હાલના કેશમાં આ સ્વાલ નથી. એટલે અપેલેન્ટને હીસાબનો ચોખ્ખ કર્યો તે તારીખથી તેની ૬ વરસની મુદત ગણવી કે ત્ર ણ વરસની મુદત ગણવી. એ કાંઇ જરૂરનું નથી; કારણ કે ત્રણ વરસ ની મુદત ગણવામાં આવે કે ૬ વરસની મુદત ગણવામાં આવે તોપણ તેનો દાવો મુદતની અંદર છે. પણ આ કેશમાં તો સ્વાલ માત્ર એટ લોજ છે કે હીસાબ નકી કર્યો કે તેટલાજ કારણથી તેને (અપેલેન્ટને )વ ધારે મુદત મળવા હક છે કે કેમ? સન ૧૮૫૯ના એકટ ૧૪ કલમ ૪ મુજબ જો હીસાબ નકી કરવામાં આવ્યો તે ફકત દેણું કબુલ કરવામાં આવ્યું એમ ગણવામાં આવે તો પછી તેતો કબુલ કરવામાં આ- વેલ છે કે સદરહું કલમ મુજબ અપેલેન્ટને મુદત વધુ મળી શકતી નથી પણ હાલના કામમાં તકરાર એવી છે કે મુળ દેણાને કાયદા પ્રમાણે ક હેલી મુદત કબુલત કરવાથી વધે તેનો લાભ લેવા અપેલેન્ટ ઇચ્છતો નથી પણ કબુલત કરવાથી ગર્ભીત રીતે નવો કરાર થયો એમ ગણવા અપેલેન્ટ દાવો રાખેછે. આ તકરાર ગમે તે જાતનું દેણું હોય તેવી દરે ક જાતની કબુલતના કામમાં એક સરખી રીતે લાગું પાડી શકાય; અને કલમ ૪ આવી કલમને તદન લાગું પાડી શકાય નહીં. કોઈ દેણા-

ની કબુલત બેશક તે દેણું આપવાને કાયદા પ્રમાણે ગંર્ભીત વચન છે; પણ કોઈ દેણાને મુદતનો પ્રતિબંધ લાગે નહીં એમ ઠરાવવું હોયતો તે દેણાની કબુલત કાયદાએ જે રીતે કહેલ છે તે રીતે કબુલત કરવી જોઇએ. અને જો તે પ્રમાણે કબુલત કરવામાં આવી ન હોય તો માત્ર દેણું આપવાને ગર્ભીત વચનથી મુદત બહાર ગએલ દેણું મળી શકતું નથી.

આવા કામમાં નવી મુદત થતી નથી એમ અમે અલબત કહેતા નથી. કેમકે જો હીસાબ નકી કરવાથી કોઇ રકમ દેણી નીકળે, અને તે રકમ આપવાને કોઇ નવો અને સ્પસ્ટ કરાર કરવામાં આવે, તો નવી મૂદત ગણાયછે. પણ આવી જાતનો સ્પસ્ટ કરાર હતો એમ અવશ્ય સાબીત કરવું જોઈએ; પણ બાકી કાઢેલ ખરૂં છે એમ દેણુદારની કબુલત એજ ફક્ત ગર્ભીત રીતે કરાર છે એમ ગણવાને પૂરતું નથી.

ફરિયાદ કર્યા પેહેલાં ત્રણ વરશમાં જેજે રકમો અપેલેન્ટે ખાતામાં આપેલ તેતે રકમો લેવા અપેલેન્ટને હક છે એમ આસીસ્ટંટ જડજે ઠરાવ કરેલ છે. તે ઠરાવ બાજબી છે, એમ અમારો અભિપ્રાય છે પણ બીજી તરફથી સદરહું ત્રણ વરસમાં જેજે રકમો મરનાર દેણદારે ખાતામાં આપેલછે. તેતે રકમો જમે બાજુની રકમોમાં નજરે પકડેલ છે તે બાબતમાં આસીસ્ટંટ જડજે ભુલ કરીછે એમ અમારો અભિપ્રાય છે. મરનાર દેણદારે જેજે તારીખે પૈસા આપ્યા તે બાકી કાઢેલ ખાતામાં મૂજરે પકડવા જોઇએ. પછી જો કે બાકી કાઢેલ ખાતું અમુક તારીખે મુદત બહાર ગયું હોય તોપણ અપેલેન્ટનો બાકી કાઢેલ ખાતામાં એ રકમો જમે લેવા હક છે એવા ધોરણ ઉપર હીસાબ ગણવો જોઇએ કે તારીખ ૨૯ જાનેવારી સન ૧૮૬૬ અને તારીખ ૨૮ જાન્યુઆરી સન ૧૮૬૯ ની દરમીઆન અપેલેન્ટે જેજે રકમો ધીરી હોય તે દરમીઆન રીસપોન્ડેન્ટની તરફની જેજે રકમો મુજરે મળી હોય તે ૨૯ જાન્યુઆરી સન ૧૮૬૬ ને રોજ મરનાર રીસપોન્ડન્ટે જે ખાતુ બાકી કાઢેલ હતુ તે ખાતામાં જો જમે લેતાં કંઇ વધે તો વધેલી રકમ જમે પડાવવાનો રીસપોન્ડેન્ટનો હક છે.

આ કેશનો ઠરાવ કરવા જો અમે શક્તીવાન હોતતો અમે ૭ ૫૨ મુજબ એ હીસાબનો ફડચો કરત પણ અમે એ પ્રમાણે કરી શકતા નથી કેમકે જુદા જુદા રીસપોન્ડન્ટની કેટ કેટલી જવાબદારી છે તે સવાલનો તપાસ થયેલો નથી અને તેટલા માટે અમે હાલ જે ધોરણ બતાવ્યું છે તે ધોરણ મૂજબ હિસાબનો ચોખ થવા તેમજ જુદા જુદા રીસપોનાડન્ટોની શું શું જવાબદારી છે તે નકી ઠરાવવા આ કેશ અમે ફરી તપાસ થવા મોકલીએ છીએ.

મે. કેમ બોલ જડજ સાહેબ એ અભીપ્રાયને મળતા છે.

મે. મેલવીલ જડજ સાહેબે પોતાનો અભીપ્રાય નીચે પ્રમાણે બતાવ્યો.

આ કેશમાં મારો અભીપ્રાય બતાવતા પહેલાં અમારૂ ધ્યાન એસ. બી. વીરૂધ જેમ્સ ૧૧ મુર વીકલી ૫૪૨ ના કામ ઉપર ખેંચવામાં આવેલુ છે આ કામમાં ઠરાવવામાં આવ્યું છે કે એ. નો બી. પાસે હીસાબ હતો અને તેમાંની કેટલીએક રકમો ૬ વરસ ક- રતાં વધતી મુદતની હતી અને બી. નો એ. ઉપર સામો હીસાબ હતો અને તે બંને હીસાબની જમે ઉધાર રકમો લઈ, એ. ના લાભ માં બાકી કાઢવામાં આવ્યું આ પ્રમાણે હીસાબનો બાકી કાઢી ચોખ કરવામાં આવ્યો હોય તો તેને મુદતનો કાયદો લાગુ થતો નથી. આ– કેસના ફેંસલાને મે. આરડનશન. બી. સાહેબે જે કારણ બતાવે- લું છે તેને પુરતી રીતે ટેકો મળે છે કે "એક બીજાના હીસાબની રકમો એક બીજાની જમે ઉધાર કરી હીસાબ બાકી કાઢવામાં આવેતો સા મા દેણાની રકમો દેણા પેટે મૂજરે પકડવામાં આવી એમ મુજ રે ગણાય છે" તેથી હાલના કામને આ કેસ લાગુ નથી કેમકે ૧૮૫૯ ના ૧૪ આકટ મુજબ દેણાનો કંઇ ભાગ આપવાથી તે કેસ મુદ તમાં છે એમ ગણવામાં આવતુ નથી, જો કે આ જગોએ મને કહે વાને ખુશી ઉપજે છે કે. આ કોર્ટના મે. ચીફ જડજ સાહેબની ભલામણથી હાલ જે મૂદતનો નવો કાયદો પશાર થયો છે. તેમાં આ બાબત વિસેસ ઠરાવ કરવામાં આવ્યો છે. પણ એશી બી. વીરૂધ જેમ્સના ઠરાવનું ધોરણ એક બીજા કારણ ઉપર છે તે

કારણ એછે કે, તે કામમાં જે હકીકત હતી તે હકીકતને અનુસરી હીસાબ નકી કરવામાં આવેલા છે જે બાબત મે. રોલ્ફ. બી. સાહેબે કહ્યું છે કે "પક્ષકારો વચ્ચેની લેવડ દેવડ કે જેથી બાકી કાઢેલું દેણું આપવાનો નવો અવેજ ઉતપન્ન થાય છે." પણ તે કામમાં અરશ પરશ હીસાબ અને સામ સામી લેણ દેણ હતી અને તેઓ વચ્ચે અરસ પરસ કરાર થયો હતો કે હીસાબ નકી કરતી વખતે પક્ષકારોના હીસાબમાં જે એક બીજાની લેણ દેણ નીકળે તે એક બીજાએ જમે ઉધાર કરવી; અને બાકી જે કાઢવામાં આવે તે પ્રતીવાદીએ આપવું, હાલ જે કેસ આપણી પાસે છે તેથી સદરહુ કેશ જુદા પ્રકારનો છે. કેમકે આ કામમાં અરસ પરસ લેવડ દેવડ થઇ નથી. અને સામા દાવા જેવું કાંઈ છે નહીં; પણ ફકત જે દેણું વાદી માગે છે, તે પ્રતીવાદીએ તે પેટે જે જે રકમો આપી તેટલોજ ફકત હીસાબ છે. અરસ પરસના લેવડ દેવડનો હીસાબ અને ચાલતા હીસાબ વચ્ચે શું તફાવત છે તે મે. લીક. ના કરારના ૭૦ ના વોલ્યુમમાં દરશાવેલું છે; તે નીચે પ્રમાણે.

"કોઈ દેણા બાબત હીસાબ હોય તે વસુલ લેવા માંટે ૬ વરસની મુદતમાં ફરિયાદ થઇ શકે એમ હોય નહીં તો તેવો હીસાબ લખેલો હોવો જોઇએ અને તેમાં જે પક્ષકારને દેણું દેવાનું હોય તે પક્ષકારે પોતાની સહીં કરેલી હોવી જોઇએ, મે. લોર્ડ ટેન્ટર્ડનનો આકટ ૯ જોરજ ૪ પ્રકરણ ૧૪ કલમ ૧ માં ફરમાવેલું છે કે દેણાનું અંગીકરણ જો તે દેણાને મૂદત બહાર ગણ્યું હોય તો તે તે અંગીકરણ ઉપર બતાવેલા નમુના પ્રમાણે થવો જોઇએ. પણ બંને પક્ષકારો વચ્ચેનું લેણું દેણું એક બીજાની લેણી દેણી રકમો જમે ઉધાર કરવી એવો કરાર કરી હીસાબ કરી બાકી કાઢવામાં આવેતો તે હીસાબની કેટલીએક રકમો મુદત બહાર ગઇ હોય એને લોર્ડ ટેન્ટર્ડના આકટ મુજબ એ કાયદેસર અંગીકરણ નથી. તોપણ તેવા હિસાબને મૂદતની હરકત થતી નથી કેમકે એક બીજાની સામસાંમી લેણદેણ હિસાબમાં મુજરે પકડવી એવો તેઓની વચ્ચેનો કરાર છે. એસ. બી વીરૂદ્ધ જેમ્સ ૧૧ મૂરશને

વીકલી ૫૪૨ કલાર્ક. વી. અલેકઝાંન્ડર ૮ સ્કોટ. એન. આર. ૧૪૭–૧૫૬."

બીજી તમામ હાઇકોર્ટના ઠરાવ મુજબ આ કેસનાં ફેંસલામાં મારો અભિપ્રાય છે. ડો. એલ, વી' આલમ બીસ્વાસ ૪ વીકલી રીપોર્ટ (સમાલકોઝ કોર્ટ.) કંનૈયાલાલ. વી. બંનસી. ૧ આગ્રા ફુલબેંચ. ૯૪. સખારામ. વી. ઇરિટુલુ મુનાસ્વામી ૩ મદ્રાસ ૩૯૮. મુલચંદ ગુલાબચંદ વી. ગીરધર મહાદેવ. મુંબાઇ હાઇકોર્ટ રીપોર્ટ. ૮ પાનું ૭.

Mutual and Running account. ( મ્યુચુઅલ અને રનીંગ એકાઊંન્ટ ) પરસ્પર અને ચાલતા ખાતા બાબત.

## મુંબાઇ હાઇકોર્ટ રૂલીંગ.

નારણદાસ. હેમરાજ વી, વીસનદાસ હેમરાજ.

અરસપરસ ચાલું ખાતા અરસપરસ માગણી.

મે. સારજંટ. જ. ૩બર મુંબાઇ અને કરાંચીના વેપારીઓ તરીકે વ્યવહાર ચલાવનારા પક્ષકારો વચ્ચે હુંડીઓમાં લેવડ દેવડના ખાતાની બાકી લેણી રકમ મેળવવાનો આ દાવો છે. અને મારે નિરાકરણ કરવાનો સ્વાલ એ છે કે——પ્રતિવાદીની તકરાર પ્રમાણે ખાતા માંહેની છેલી રકમ સીવાયનો વાદીનો દાવો મુદત બહાર છે કે કેમ?

વાદીની દલીલ એવી છે કે અરસપરસ ચાલુ ખાતાની બાકી રકમનું આ લેણું છે. અને આ દાવાના સન ૧૮૭૧ ના આકટ ૯ માં (પ્લેન્ટ દાખલ કરી તે વખતે તે કાયદો અમલમાં હતો) ની પરીશીષ્ટ ૨ ની રકમ ૮૭ માં સમાવેશ થાયછે.

પક્ષકારો વચ્ચેના ધંધાનું રૂપ પ્લેન્ટના બીજા પારીગ્રાફમાં આ પ્રમાણે કહેલ છે.

વાદીઓ અને પ્રતિવાદીઓ વચ્ચે સન ૧૮૭૩ ના સપટેમ્બર માસમાં અથવા તે અરસામાં વ્યહવાર શરૂ થયો. આ વહેવારમાં પ્રતિવાદીઓ કરાંચીથી મુંબાંઇની વાદી ઉપરની હુંડીઓ લખતા. જે વાદીઓ કબુલ રાખી તેનાં નાણાં ચુકવતા. અને આવી હુંડીઓ શીકારવામાં

વાદીઓ જે નાણાં એડ્વાન્સ આપતા તે આપીદેવા માટે પ્રતિવાદીઓ મુબાઇની બીજી પેઢીઓ ઉપરની હુંડીઓ વાદીના લાભમાં વખતો વખત મોકલતા હતા. વાદીઓ અને પ્રતિવાદી વચ્ચે સદરહુ અરસપરસનો વહેવાર તા. ૧૦ મે સને ૧૮૭૪ સુધી જારી રહયો કે જે તારીખે સદરહું લેવ દેવના પ્રતિવાદી પાસે રૂ. ૮૫૧૪–૧૨–૨ બાકી લેણા નીકળ્યા વાદીઓએ તા. ૧૦ મે સન ૧૮૭૪ થી તા. ૯ અપ્રેલ સન ૧૮૭૭ સુધીનું એ રકમ ઉપર વ્યાજ ગણ્યું છે. અને ઉપરની છેલ્લી તારીખે એ લેવડ દેવડના રૂ. ૧૦૯૯૯-૧૧-૫ પ્રતિવાદી પાસે નકી લેણા કાઢયા છે. જેનો આ દાવો કરવામાં આવ્યોછે. વાદી માંહેનો નારણજી મથુરાંદાસ તેની ઉલટ તપાસણીમાં કહેછે કે તે (પ્રતિવાદી) અમારા ઉપર હુંડીઓ લખતા અમને અવેજ પહોંચતો કરાવાને માટે અમારા લાભમાં મુંબાઇની બીજી પેઢીઓ ઉપરની હુંડીઓ મોકલતા હતા. અમે તેનાં નાણાં વસુલ કરતા, અને તેના ખાતામાં જમાં કરતા પ્રતિવાદી તરફથી એમ વાંધો લેવામાં આવ્યો કે આ વહેવારથી અરસપરસનું ખાતું થાય નહીં. કેમકે વાદીના લાભમાં જે હુંડીઓ પ્રતિવાદી મોકલતો તે વાદીએ મંજુર રાખી સીકારેલ હુંડીઓના ખાતામાં લસુલાત સિવાય બીજુ ગણાય નહીં. હવે મૂદતના સન ૧૮૭૧ ના આકટ ૯ મા ના પરીશિષ્ટ ૨ ની રકમ ૮૭. "અરસપરસ ખુલા અને ચાલુ ખાતુ કે જેમાં એક બીજા પક્ષકારો પાસે માગણીઓ થઈ હતી, તેવી રીતના લાવેલ દાવાઓના કામને લાગુ પડેછે." ધાસીરામ. વી. મનોરદાસ. ૨ ઈન્ડી. જ્યુરેસ્ટ એન. એસ. ૨૪૧. જે કેશ અગાઉ સન ૧૮૫૯ ના ૧૫ પંદરમા આકટ ઉપરનો કેશ છે; તેની અંદર ઉપરની બાબતને મળતા "કલોઝમાં" માત્ર "વેહેપારીઓ વચ્ચેના ચાલુ ખાતાની બાકી રકમના દાવાઓ" નેજ લાગુ હતો, જેમાં વાદીએ પ્રતિવાદી ઉપર લખેલ હુંડીઓ શીકારવા અને વાદી તરફથી માલ ખરીદ કરવા સારૂ જોઇતા અવેજ સારૂ વાદી પ્રતિવાદીને પંતીયાળેથી હુંડીઓ અને ટ્રેઝરીના ડ્રાફ્ટો કલકત્તે મોકલતો હતો. તેમાં જડજ મી. ફીયેર સાહેબે એમ ઠરાવ્યું જે પ્રતિવાદી વિરૂધના વાદીનો એ કામનો વેપારના ક્સમાં સમાવેશ થતો નથી, અને તે માત્ર પ્રતિવાદીના પોતા

પાસેજ લેણા પૈસા મોકલતો હતો, અને તેથી કરીને પ્રતિવાદીના વેપારના સંબંધમાં તેનો પણ એવો વેપાર ન હોયતો કે જે "અરશપરસનો વ્યહવાર" કહી શકાય.

પરંતુ અપીલ કોર્ટ જેમાં મે. પીકોક ચીફ જશ્ટીશ અને મી. નોરમન જસ્ટીસ હતા તેમનો જુદો મત થયો. ઠરાવ આપતી વખત ચીફ જસ્ટીસ સાહેબે કહ્યુંકે તેને વેપારી તરીકે ગણવા માટે શબ્દના શખ્ત અર્થમાં પક્ષકારો વચ્ચે એવી રીતના વેચાણ અને ખરીદીની જરૂરી હોય એમ તેઓ ધારતા નથી. બીજુ. વાદી તરફથી પ્રતીવાદી પૈશા એડવાન્સ આપતા અને પ્રતીવાદીને વાદી પૈશા મોકલતા એ બેનો અરસપરસ વહેવાર કહેવો અને જો એ વહેવારમા વાદી અને બીજુ પેઢી વચે એવું લેણુ દેણુ હતું કે કોઈ વખતે બાકી એક પક્ષકારના લાભમાં અને કોઇ વખતે બીજાના લાભમાં તો કલમના અર્થ પ્રમાણે તે અરસપરસ ગણાય.

આ પછીનાં પારેગ્રાફમાં જસ્ટીજ નારેમન સાહેબનો અભીપ્રાય આપ્યો છે.

સન ૧૮૭૧ ના આકટ ૯ માની રકમ ૮૭માં પાછલો ભાગ જે આ કલમમાં કહેલી જાતના કેશોમાં ને ખાસ રીતે બતાવવા ધારેછે, તે બરાબર સ્પષ્ટ નથી. શબ્દોનો અર્થ કરીએ તો, તેમાં બંને પક્ષકારોએ તેમના લેવડ દેવડમાં પરસપર ખરેખરી માગણી કરી હતી તેનેજ લાગુ થાય. પણ એ કલમ ઘડનારાઓનો વધારે વાસ્તવીક અને શંભવીત ઇરાદો એવો જણાય છે કે તે એવા કામને લાગુ પાડવી કે જેમાં પક્ષકારો વચ્ચે અરસપરસ માગણીઓ થવાનું બને. બીજી રીતે કહીએ તો પક્ષકારો વચેનો વહેવાર એવો હોય કે કોઇ વખત એક પક્ષકારના લાભમાં બાકી કાઢેલ હોય અને કોઇ વખત બીજા પક્ષકારના લાભમાં હોય.

હાલના કેશની અંદરનો વહેવાર, ઘાસીરામ વી. મનોરદાસના કેશને બરાબર મળતો આવેછે. વાદીઓએ હુંડીઓ મંજુર રાખી, અને પ્રતીવાદીઓએ તેમને અવેજમાં રાખે જવા માટે હુંડીઓ મોકલી-

હીસાબ એવો હતો કે જેમાં બાકી કોઇ વખત એક તરફ અને કો ઇ વખત બીજી તરફ હતી અને ખરી રીતે તા. ૮ જાનેવારી સન ૧૮૭૪ સુધી બાકી કોઈ વખત એક બાજુ અને કોઇકિ વખત બીજી બાજુ હતી. તે પછી એ ખરૂં છેકે તે વાદીઓના તરફેનમાં રહીછે અ ને તે તા. ૧૦ મે સન ૧૮૭૪ સુધી જારી રહી. કે જ્યારે તેમણે છે લી હુંડી કબુલ રાખી પણ એ લેવડ દેવડના રૂપમાં ફેરફાર થયો હતો એમ બતાવવાને કાંઇ આધાર નથી. ખાતુ શરૂં કર્યાના વખતથી જારી રહ્યુંછે તેમાં તા. ૧૯ ફેબ્રુઆરી સન ૧૮૭૯ના રોજ બાકી ઉપર તાણ્યું હતું.

તેથી મારો એવો અભીપ્રાય છે કે આ ખાતાનો સન ૧૮૭૧ ના આકટ ૯ ના પરીશીષ્ટ રનીરકમ ૮૭ માં સમાવેશ થાયછે. અને વાદીનો દાવો મુદત બહાર નથી મારે કહેવું જોઇએ કે અલાહાબાદ હાઇકોર્ટ પા સેના ખુશાલોવી. બીહારીલાલ ઇ. લો. રી. ૩ અલહાબાદ પર૩ )ના તાજા કેશોમાં સદરહુ કોર્ટે એવો મત આપ્યો કે સન ૧૮૭૭ ના આકટ ૧૫ ની રકમ ૮૫ (જેકાયદો હાલ અમલમાં છે) જે સન ૧૮૭૧ના આકટ ૮૭ ની રકમને મળતી છે તે સાધારણ બેંકના ખાતાઓને લાગુ છે તેથી ક કરીને કેશનો ગુણ દોશ ઉપર તપાસ થવો જોઇએ.

હાજી સૈયદ. મહમદ. વી મૂશાબત અસરૂ ફુનસા- ઇ. લો. રી. ક. વ. ૫ પાનું ૭૫૯ અરસપરસ ચાલુ ખાતાં સન ૧૮૭૧ નો આકટ ૯-

રકમ ૫૮- ૬૨- ૮૭-

એક ગળીના કારખાનાના માલીક "એ"ના મેનેજરે તા. ૨૦ ડીશેબર શન ૧૮૬૯ના રોજ" બી" ની બીજી કોઠી અથવા બેંકનાં રૂા. ૧૨૦૦ "અ" ના નામના જમા કરાવ્યા અને તે વખતથી "બી" ની બેંકમાં થી "એ" નો મેનેજર રકમો ઉપાડવા લાગ્યો. અને તે "એ" ના કારખા નામાં વાપરતો ગયો. બાકી જો કે ઘણું કરીને "એ" ની સામે રહેતી તો પણ ફર્યા કરતી "એ" ના ખાતામાં ઘણું કરીને વધારે ઉપાડ રહેતો પણ "બી" ના બેંકમાં તેણીના ખાતામાં ભરાયેલી રકમોથી કેટલીક વખત તે ણીના લાભમાં બાકી રહેતી. "બી" ની પાસે "એ"ની બાકી લેણી તા. ૨ જુલાઇ સન ૧૮૭૨ ના રોજ છેલી હતી. "એ" તરફથી "બી" ની બેંકમાં તા. ૧૨ જુન સન ૧૮૭૩ ની તારીખ સુધી ભરત થતુ ગયું કે જ્યારે રૂા. ૧૦૮૩-૮-૦ તેના ખાતામાં ભર્યા. આ ભરત કર્યા છતાં પણ

તે તારીખે બાકી તેણીના વીરૂધ હતી. તા ૧૨ જુન સન ૧૮૭૩ પ છી "એ" ને ખાતે "બી" તરફથી રકમો આપતા ગયા, અને માસીક હીસાબ કરતા ગયા જેમાં સદરહું આપેલી રકમો તેને ખાતે માંડતા ગયા અને તે સાથે અગાઉના હીસાબના મુદલ તથા તેનું વ્યાજસાથે ચડાવતા ગયા, આ પ્રમાણે સન ૧૮૭૪ ના જાનેવારી માસ સુધી ચાલ્યું. જ્યારે "બી" એ "એ" નો છેલી વખત માસીક હીસાબ કર્યો જેની અંદર છેલી રકમ તા. ૬ જાનેવારી સન ૧૮૭૪ ના રોજ આપેલી હતી. તા. ૨૩ ડીસેમ્બર સન ૧૮૭૬ ના રોજ "બી" એ "એ" ને ઉપર પ્રમાણે છેલા આપેલા હીસાબને આધારે બાકીની મુદલ તથા વ્યાજ મળવા "એ" વીરૂધ દાવો કર્યો છે.

ઠરાવમાં આવ્યું કે "એ" અને "બી" વચ્ચેનું ખાતુ અરસપરસ, ખુલું અને ચાલુ ખાતુ કદી ન હતું અને તેથી કરીને મૂદત બહાર હતું. અને મુદતની અંદર "એ" તરફથી "બી" એ રકમો આપી તે પરવાનગીથી આપી હોય તોપણ તેણીની વીરૂધના અગાઉના દાવો જીવતો રાખવા અસરકારક નહોતી.

વળી ઠરાવમાં આવ્યું જે "એ" અને "બી" વચ્ચેનો સંબંધ, અને લેવડ દેવડથી એમ બતાવાય કે તેમની વચ્ચે કોઇ વખતે અરસપરસ ચાલુ ખાતુ હતું તોપણ તે અરસપરસનો સંબંધ તા. ૨ જુલાઈ સન ૧૮૭૨ અથવા તે નહીંતો તા. ૧૨ જુન સન ૧૮૭૩ ના રોજ જ્યારે "એ" ને ખાતે "બી" ની બેંકમાં ભરત થયું હતું ત્યારે બંધ થયો હતો—

Ruling on a Mutual and Running account રૂલીંગ ઓન એ મ્યુચ્યુઅલ એન્ડ રનીંગ એકાઊન્ટ)

### પરસ પરસ અને ચાલતા ખાતા બાબત.

કલકત્તા હાઇકોર્ટનો રૂલીંગ.

વાદી તરફથી એવી તકરાર લેવામાં આવેલી છે કે આ ફરિયાદને મુદતનો પ્રતિબંધ લાગતો નથી કેમકે આ "ફરિયાદ" પરસપર, ઉઘાડા તથા ચાલુ ખાતા ઉપરથી બાકી દેવા બાબતની ફરિયાદ છે કે જેમાં પક્ષકારો વચ્ચે આમણ સામણ લેવડ દેવડ ચાલ્યું છે." અને તેટલા માટે સન. ૧૮૭૧ આકટ ૯ જે હિંદુસ્તાનનો મૂદત બાબતનો છે. તે આકટના બીજા પરિશિષ્ટની રકમ ૮૭ મુજબ ખાતામાં છેલી રકમ

જે વખતે કબુલ કરવામાં આવી અથવા સાબીત કરવામાં આવી હોય, તે વખતથી મુદત ગણવી જોઈએ. પણ એતો તદન ખુલુંછે કે પક્ષકારો વચ્ચે "પરસ્પર ખાતુ ચાલેલ નથી" અને "આમણ સામણ" લેવડ દેવડ થયેલ નથી. વાદીની ઉપર પ્રતિવાદીની કોઇ પણ લેણી રકમ કોઇ વખત થયેલ નથી. આ કેસ (દાવા અરજીમાં પ્રમાણીકપણે બતાવ્યા મુજબ) પ્રતિવાદીના ખાતામાં વાદીએ રકમો આપ્યાનો લેણદેણ સંબંધનો સાદો કેશ છે અને વાદી જે રકમો પ્રતિવાદી પાસે માગતો તે પેટે તે રકમો ઓછી થવા માટે પ્રતિવાદીએ વખતો વખત રકમો વાદીને આપેલ છે. વળી વ્યાજ. હકસાઇ. વીગેરે બાબતની અમુક રકમ લેવા વાદીનો હક રહેલો છે. અને તેમાં કાંઇ પરસપર અને આમણ સામણ પણું થતું નથી. તેમજ કેસમાં પડેલ પુરાવા ઉપરથી પણ અમોને જણાતુ નથી કે ફરીયાદ કર્યાની તારીખથી ત્રણ વરસની અંદરમાં પક્ષકારો વચ્ચે હીસાબનો ચોખ કરવામાં આવેલો હોય એટલે વાદીનો હીસાબ નક્કી કરી અમુક રકમ બાકી દેવી રહી એમ પણ પ્રતિવાદીએ કબુલ કરેલ નથી. કે જેથી બીજા પરિશિષ્ટની રકમ ૬૨ નો લાભ વાદીને મળી શકે. આ પ્રમાણે હકીકત હોવાથી રકમ ૫૯ અને રકમ ૬૧ મુજબ આ કેશમાં મુદત ગણવી જોઇએ. અને રકમ ૫૮ પણ લાગુ પડી શકતી નથી. કેમકે નાણું માગે ત્યારે આપવું એવી કબુલતથી નાણું લીધુછે એવો પણ કાંઈ પુરાવો નથી. આ પ્રમાણે અમારો અભિપ્રાય છે તેથી અમે ધારીએછીએકે વાદીએ જે તારીખે ફરિયાદ કરી તે તારીખથી ત્રણ વરસ પહેલાં જે રકમો પ્રતિવાદીને આપેલી હોય તે રકમો લેવા હકદાર છે. અને તે શિવાય તે વરસો પેહેલાની જે રકમો વાદીની લેણી હોય તે વાદી કાયદા મૂજબ લેઈ શકતો નથી. તોપણ વાદીને જે રકમો પ્રતિવાદીએ આપેલ હોય. તે વાદી પોતાના મુદત બહાર ગએલ લેણી રકમોમાં (જો કે તે રકમો પ્રતિવાદીએ મૂદત બહાર ગયા પછી આપેલ હોય તોપણ) મજરે લેવા વાદીનો હક છે. ખરૂં કહીએ તો વાદીએ જે રીતે પોતાનું ખાતું (હીસાબ) રાખ્યું હોય (અગર જે રીતે વાદી ખાતૂ રાખેછે એમ પ્રતિવાદી જાણતો હોય.) તેમાં એ રીતે જે વસુલ થયું હોય તે સઘળુ જમે પાડી શકે છે. તે કદાચ જો તે પ્રમાણે જમે પાડવામાં આવેલ ન હોય તોપણ સન ૧૮૭૨ ના કરાર આક્ટની કલમ ૬૧માં

ફરમાવેલ છે કે "આપેલી રકમ કોઇ અમૂક કરજને પેટે તેમાંથી એક "પક્ષકારે મજરે પકડી ન હોય ત્યારે તે રકમ કાળના અનુક્રમ પ્રમાણે કરજોને પેટે મજરે લેવી, પછી તે કરજો આપવાની મુદત વિષે જે કાયદો ચાલુ હોય તે મૂજબ રદ થયાં હોય કે નહીં તેની ચીંત્યા નહીં."

વાદીએ જે રીતે પોતાનો હીસાબ બાકી કરેલ છે તેના સંબંધમાં પક્ષકારો વચ્ચે જે સાધારણ રીતે લેવડ દેવડ ચાલેછે તેજ માફક આ પણ બાકી કાઢેલ છે તે બાબત ખરેખર કંઇ પણ સંકા રાખવા જેવું નથી.

વાદી અને પ્રતિવાદીના બાપ વચ્ચે પણ બરોબર તેવીજ રીતે બાકી કાઢવામાં આવેલું છે. અને જો કે જે વખતે હીસાબ નક્કી કર્યો અને એરીન ૧૨૯૧ માં રૂ. ૧૮૭૩૦–૧૨–૯ નું બોન્ડ લખી આપવામાં આવ્યું તે વખતે રૂ. ૧૦૦૧ ની રકમ વ્યાજ, હકસાઈ, વિગેરેની થાય તે રકમ વાદીએ છોડી દીધી. આ રકમ પ્રતિવાદીને માગવાનો હક હતો. અગર મહેરબાની શિવાય બીજી કોઇ રીતે એ રકમ વાદીએ છોડી દીધેલ છે એમ બનાવવાને કાંઇ પૂરાવો નથી. તેમજ પક્ષકારો વચ્ચે પ્રથમ જે પ્રમાણે લેવડ દેવડનું ખાતું ચાલતુ તેથી પાછળથી જુદી રીતે ખાતું ચાલેલછે એમ બતાવવાને પણ કાંઇ સાધન નથી. ટુંકામાં વાદીના ખાતાનો હિસાબ વેપારીના રીવાજ પ્રમાણે ચાલવો જોઇએ. તે પ્રમાણે ચાલેલ છે અને પ્રતિવાદીએ મંજુર રાખેલ છે. અને પક્ષકારો વચ્ચે ઘણાં વરશો થયાં ચાલેલ છે; અને હાલ આ ખાતાવાળો હિસાબ પોતાને બંધન કરતા નથી એમ પ્રતિવાદી તરફથી કહી શકાય નહીં. પછી અમુક રકમો બાબત પોતે જવાબદાર છે એમ સ્પષ્ટ રીતે કરાર કરેલો હોય એવો પુરાવો બતાવ્યા શિવાય તે (પ્રતિવાદી) જો કે પ્રથમ જવાબદાર ન હોય તો પણ એવી તકરાર તેનાથી લઇ શકાતી નથી.

વાદીએ જેમુદલ કરજનો દાવો કરેલોછે. તેના સંબંધમાં વ્યાજ, હકસાઈ, વિગેરે બા. નો સુધરેલ હિસાબ રજુ તૈયાર છે. પ્રતિવાદીએ ફરિયાદ કર્યાની તારીખથી ત્રણ વરસમાં જેજે રકમો આપેલી છે તે વાદીએ મુદત બહાર ગયેલી લેણી રકમો પેટે જમે પાડેલી છે.અને તેથી જે હિસાબ તૈયાર કરવામાં આવેલોછે તેનું પરિણામ એ આવેછે કે રૂ. ૭૧૯૫-૬-૯ વસુલ થતાં સુધી સેંકડે ૬ ટકાની તેરીખથી વ્યાજ સહીત તે પ્રતિવાદી ઉપર હુકમનામુ મેળવવા વાદી હકદાર છે. તેથી કરીને નીચલી કોરટનું

હુકમનામૂ ફેરવવામાં આવ્યુ અને રૂા. ૭૧૯૫-૬-૯ કરતાં વાદીએ વધારે રૂ. ની ફરિયાદ કરેલી છે. તે રદ કરવામાં આવે છે. નીચલી કોર્ટમાં ફરિયાદના થયેલ ખરચ બાબત ઠરાવવામાં આવેછે કે આ ફરિયાદમાં જેટલી રકમનું હુકમનામૂ કરવામાં આવ્યુ અને જેટલી રકમ રદ કરવામાં આવી તેના પ્રમાણમાં પક્ષકારોએ ખર્ચ આપવુ. બાબુ ઠાકોરપ્રસાદસીંગ વી. બાબુ મોહોશલાલ સધર્ન વીકલી. રી. ૨૪ પાનું ૩૯૦-૩૯૧.

## હુકમનામાની બજવણીના કામમાં કલકત્તા

હાઇ કોર્ટ રૂલીંગ.

આ કેશની હકીકત એવી છે કે હાલના રીશપોન્ડેન્ટે સને ૧૮૫૮ ની શાલમાં ચેતકુમારી ઉપર એક હુકમનામૂં મેળવેલ હતું સને ૧૮૬૪ ની સાલ સુધી તે હુકમનામાની બજવણી કરવામાં આવેલ હતી નહીં ; સને ૧૮૫૯ ના ૧૪ મો મૂદત બાબતનો આક્ટ તે દરમીયાન અમલમાં આવ્યો પછી એ વરસમાં હુકમનામા વાળાએ હુકમ નામાની બજવણી કરવા દરખાસ્ત કરી તેમાં હુકમનામાના દેણદારે તકરાર લીધી કે હુકમનામાની બજવણીને મૂદતનો પ્રતિબંધ છે. પણ તેઓની ( પક્ષકારોની ) વચ્ચે ઘર મેળે સમાધાન કરવામાં આવ્યું અને તેણીએ (ચેતકુમારીએ ) થોડીક મુદત પછી પોતાના વકીલ મારફત કોર્ટમાં એક અરજી આપી તેનું પરીણામ એ આવ્યું કે તેણીએ મૂદલ પેટે અમૂક દેણાનું દર સેંકડે રૂ. ૦ાા‒ તેર આના વ્યાજ સહીત દરવરસે રૂા. ૫૦૦ ની કીસ્તોથી તે દેણું પતાવી આપવા તેણીએ અંગીકરણ કર્યું ; એમ જણાય છે કે બરોબર મુદતસર કીસ્તો ભરવામાં આવેલ પણ ફકત એક કીસ્ત ભરવામાં આવી નથી બજવણી કરવામાં આવતાં તેના પૈસા ભરીઆપવામાં આવેલા છે હવે ચેતકુમારી મરણ પામી અને આ કોર્ટમાં જે સ્પેશીઅલ અપીલેન્ટોછે તેમને તેણીએ ( ચેતકુમારીએ ) પોતાના વારસ નીમેલા છે. અને તેમના ઉપર બજવણીની માગણી કરવામાં આવેલી છે તેઓએ એવી તકરાર લીધી છે કે બજાવવા જેવું કાંઇ રહ્યું નથી કેમકે હુકમનામાને ઘણો વખત થયો મૂદતનો પ્રતિબંધ લાગેલો છે. અને જે કીસ્તો કરવામાં આવેલી છે તેનો કાયદા મુજબ તેમના (પોતાના ) ઊપર અમલ થઈ શકતો નથી.

સબાર્ડીનેટ જડજ સાહેબની તેમજ અપીલમાં ડીસટ્રીકટ જડજ

સાહેબની એ બેઊ કોર્ટોમાં ઠરાવવામાં આવ્યું કે અપેલેન્ટોના ઉપર જે બજવણી કરવામાં આવેછે તેના તેઓ જવાબદાર છે સબાર્ડીનેટ જજ સાહેબના ફેંસલામાં મૂખ્યત્વે એ કારણ બતાવેલું છે કે જે કીસ્તો કરવામાં આવી છે તે મુળ હુકમનામાને બદલે કરવામાં આવેલ છે એમ ગણવું જોઇએ અને તેટલા માટે તે કીસ્તોની બજવણી થઇ શકે છે ડીસટ્રીકટ જડજ સાહેબે ઠરાવ્યું કે અમે વારીએ ટીએકે મોફુઝલ કોર્ટો ઇનસાફ, નીતી અને પ્રમાણીક પણના ધોરણ પ્રમાણે ચાલવા બંધાએલ છે તેથી આ તો જોડે મુળ હુકમ નામાના દેણદારના વારસોની બા. માં થયેલ ઘણા વરસોની તોડજોડ હવે રદ થઇ શકતી નથી અને તે તોડજોડ રદ બાતલ છે એમ ગણી શકાતું નથી કેમકે બંને પક્ષ કારોએ તે તોડજોડ આજ લાંબો વખત થયાં કબુલ રાખી તે પ્રમાણે અમલ કરેલો છે.

અમે આટલે સુધી તો ડીસ્ટ્રીકટ કોરટના અભીપ્રાયને તમામ રીતે મળતા આવીએ છીએ કે જો ચેતકુમારીને હુકમનામા વચ્ચે થયેલ કરાર કોઇ પણ અવેજ ઉપર થયેલ હોયતો ચેતકુમારી અને તેના વારસો ઉપર તે કરાર અમલમાં લાવવાને માટે હુકમનામા વાળાને કોરટથી બની શકે તેટલી મદત આપવાને અમે બંધાએલા હતા પણ આ કામમાં કાયદેસર જે અવેજ ગણવાને મુદાની હકીકતો જોઇએ તે બીલકુલ નથી. જે વખતે કીસ્તો કરવામાં આવી તે વખતે મૂળ હુકમનામાને મુદતનો પ્રતિબંધ હતો તેમાં કાંઈ શક નથી.

તે અરસામાં અગર તે પહેલાં થોડા વખતમાં સને ૧૮૫૯ નો એકટ ૧૪ માનો અમલ મુલતવી રાખવા બાબત સને ૧૮૬૧ નો આકટ ૧૧ મો કરવામાં આવ્યો અને તેની રૂએ કેટલાએક ઠરાવ થયેલ અને તેથી ઘડી ભર તકરાર લેવાનું કારણ મળેલ છે કે જે હુકમનામાં બજાવી શકાય તેવાં હતાં તે એ કાયદાનો અમલ બંધ રહ્યા પછી જે તારીખે પાછો અમલમાં આવ્યો તે તારીખથી ત્રણ વરસમાં બજાવી શકાય. અને તકરારમાં અપેલેન્ટોએ પોતાના આધારમાં રાજા બુલવભુજ. વી. તારા નાથ રોયનો કેસ બતલાવેલ છે આ કેશમાં હુકમનામા વાળાનું હુકમનામુ વિદ્વાન જડજોએ ફરી તપાસ ઉપર લઇ ૬ વીકલી રીપોર્ટ પાને ૩૦ પરચુરણ રૂલીંગમાં ઠરાવ કર્યો તેમાં તેઓએ ( વીદ્વાન જડજોએ ) પેસ્ત-

ર કરેલ હુકમ રદ કરી ઠરાવ્યું કે સને ૧૮૫૯ ના આકટ ૧૪ ની કલમ ૨૦ મુજબ જે તારીખે હુકમનામું કર્યું તે તારીખથી ત્રણ વરસમાં તે હુકમનામૂં બજી શકે છે. હવે આ પ્રમાણે હકીકત છે તો તે આધાર પ્રમાણે અમે ધારીએ છીએ કે અમારે ચાલવું જોઇએ જો કે આ કેસમાં તો હુકમનામાને તદન મુદતનો પ્રતિબંધ લાગી ગયેલ છે પણ જો એ હુકમનામુ બજાવવા અમારી કોર્ટમાં આવેલ હત તો અમે પણ ઠરાવત કે તે હુકમનામાને મુદતનો પ્રતીબંધ લાગી ગયેલ હતો અને તેથી કરીને તે હુકમનામાની રૂએ ચેતકુમારી એક પૈસો પણ આપવા જવાબદાર રહેત નહીં વળી એમ પણ જણાય છે કે હુકમનામાની રૂએ મૂદલ ઊપર દર શેંકડે એક ટકો વ્યાજબી આપવાનો હતો અને કીસ્તો કરી તેમાં દર સેકડે ০ાાા – તેર આના આપવાનો કરાર કરેલો છે વળી જણાવવું જોઇએ છીએ કે મુળ હુકમનામૂં રૂ. ૩૦૦૦ નું થયેલું છે અને તે હુકમનામાની તોડજોડ કરી તે તારીખ સુધીનું વ્યાજ ગણી રૂ ૪૯૦૦ ની રકમ મુકરર તેની ઊપર બતાવ્યા મજબ કીસ્તો કરેલી, જેથી મુળ હુકમનામુ થયેલ છે તેથી દોઢા કરતાં પણ વધારે રકમ થયેલ છે. આ ઊપરથી જણાસે કે ધર મેળે તોડ જોડ કરવાથી ચેતકૂમારીને કાંઇ પણ ફાયદો થયેલ નથી પણ તેથી ઊલટુ જે રકમ કોર્ટથી આપવા તેણીને ફરજ પાડવામાં આવત નહીં તે કરતાં પણ વધારે રકમ તોડજોડ કરવાથી તેણીને આપવા ફરજ પાડેલી છે વળી આ જગ્યાએ ધ્યાનમાં રાખવા જેવું છે કે જે વખતે તોડજોડ થઇ તે વખતે એક મોટી રકમ એટલે રૂ. ૧૧૦૦ રોકડા રૂ ૪૯૦૦ માંથી તેણીને આપવા પડેલા છે તેટલા માટે આ કબુલાત એક કરાર તરીકે ગણીએ. તો તે તમામ રીતે અવેજ વગરનો કરાર છે એમ ગણાય, અલબત જો તે કબુલતને એક કરાર તરીકે ગણી તે આધારે ફરીયાદ કરવી પડી હોત, તો આ વખતે જે તકરાર નો જન્મ નથી તેવી તકરારો ઉતપન્ન થાત. પણ હાલ એ નામના કરાર ( તોડ જોડ ) ફરીયાદ કરી શકાય કે કેમ તે બાબત અમારી પાસે તકરાર નથી પણ મુળ હુકમનામુ તાજુ ( સજીવંન ) થાય છે એમ માની તેના આધારમાં દીનો નાથ સેન્ટ વી. ગરૂ ચર્ણપાલ સધેન વીકલી રી. ૨૧ પા. ૩૧ ના કેસનો આધાર બનાવવામાં આવે

લ છે તે કેશની અને હાલના કેશની હકીકત ઘણીજ જુદી છે તે કામમાં હુકમનામાને મુદતનો પ્રતિબંધ લાગેલ નથી. પણ એ હુકમ નામામાં વ્યાજ સીવાય રૂપીઆ આપવા ઠરાવેલ છે અને એમ જ- ણાયછે કે હુકમનામાના દેણદારે એકદમ રૂપીઆ ભરી ન શકાય તેટલા માટેવ્યાજ સહીત કીસ્તોથી રૂપીઆ આપવા કબુલ કરેલુછે અને તેમાં ઠરાવવામાં આવેલ છેકે પક્ષકારોની વર્તણુંક ઉપરથી જ ણાય છે કે મૂળ હુકમનામાને બદલે જુદી કબુલત પક્ષકારોએ કરેલ છે અને હુકમનામાની બજવણી માફક કીસ્તોની બજવણી થાય નહીં પણ હુકમ નામા વાળાએ તે ઉપરથી નવી ફરીયાદ કરવી જોઇએ. એમ હુકમનામા દેણદારથી કહી શકાય નહી તે કેશની ખાશ હકીકત ઉપર ત મામ રીતે એ ઠરાવ થયેલ છે. અને અમે ધારતા નથી કે મુદતના કા યદાનું જે સાધારણ ધોરણ છે કે પક્ષકારો પોતપોતાની સંમતીથી કોર્ટનું હુકમનામું ફેરવી શકે નહીં તેમજ તેથી ઉતરતું બીજુ ધોરણ જે ફૂલ બેંચ રૂલીંગ વોલ્યુમ ૧૩. વીકલી રીપોર્ટ ૪૪ મેં મંજુર રાખેલ છે કે પક્ષકારો પોતપોતાની સંમતીથી કાયદાએ ઠરાવેલી મૂદત વધારી શકતા ન થી તે ધોરણને તે ઠરાથી કોઈપણ પ્રકારે અસર થઈ હોય અથવા તે ધોરણનો ભંગ થયો હોય હાલ જે કેશનો અમારે ઠરાવ આપવાનો છે તે કેશના અપેલેન્ટો જે મરનાર ચેત કુમારીના વારસ દારો છે અને તેઓને પૈસાની મોટી રકમ બજવણીના કામમાં આપવી પડે તેમ છે અમને જણાય છે કે, જે કામ ચાલેલ છે તે કામ તપાસીને જોવાને અને તે કામને રૂએ તેઓ કાયદેસર રૂપીઆ આપવા બંધાએલ છે કે નહીં તેની તજવીજ કરવાને તેઓના તમામ રીતે હકદાર છે અને અમને જણાય છે કે તેઓ કાયદેસર રૂપીઆ આપવા બંધાએલ નથી ચેતકુમારીની હૈયાતીમાં તેણીએ પૈસા આપ્યા તે હકીકતથી તેણીના વા રસદારોએ તે દેણાના તમામ પૈસા આપવાજ જોઇએ તેમ તેઓના ઉ પર ફરજ પાડી શકાય નહીં, તેથી અમે ઠરાવીએ છીએ કે અમે નીચલા કોર્ટના ઠરાવને મળતા આવતા નથી અને અમે ઠરાવીએ છીએ કે આ હુકમ નામું બજી શકતું નથી સન ૧૮૫૯ ના આકટ ૧૪ ની કલ મ ૪ પણ ધ્યાન ઉપર લેવામાં આવી. પણ એ કલમ હુકમનામાની બજવણીને લાગુ પડે છે. કે કેમ તે બાબત અમોને ઘણો શક છે. તેતો ફ કત ફરીયાદો, તેમજ દેણું અને " લેગેસી " (વારસનામાથી મળેલા વા રસા) ને લાગુ પડેછે. હીરાલાલ મૂકરજી વી. રોયધન પતસીંગ બહાદુર સધને. વીકલી રીપોર્ટ ૨૪. ૨૮૨ થી ૨૮૪.

# કાઠીયાવાડ એજનસીની કોરટમાં ચાલતા મુદતના ધારા.

મા૦ મ્ માનવંતા પોલીટીકલ એજન્ટ મેહેરબાન કરનલ કીટીંજ સાહેબે શને ૧૮૬૩ માં એજન્સી ગેજેટ આંક ૧૨ પાને ૪૮ મુદતના ધારા પ્રગટ કર્યા તે પેહેલાં આ એજન્સીમાં તેવા ચોકસ ધારા નોહતા પરંતુ આ પ્રાંતમાં નામદાર બ્રીટીશ સરકાર તરફથી પ્રથમ આવનાર પ્રખ્યાત અને પરોપકારી અધિકારી વોકર સાહેબે શંવત ૧૮૬૪ ઇસવીશન ૧૮૦૭ ૮ માં આ પ્રાંતના રાજાઓ તથા તાલુકદારો અને ભોમીયાઓ સાથે આ પ્રાંતમાં તેમજ તેને લગતા પ્રાંતોમાં સમાધાની જાલવવા અને આબાદી વધારવા કેટલાક બંદોબસ્ત ઘણી દીર્ઘ દૃષ્ટી અને સંભાળથી કર્યા છે અને તેથી કરી જમીનની અગર વંશપરંપરાના હકો વીસેની તકરારો જે આ એજન્સીના અધિકારી સાહેબો પાસે આવેછે તેના ફેંસલા આપતા મેહેરબાન વોકર સાહેબના બંદોબસ્ત વખતની સ્થીતી ઉપર આધાર રાખવામાં આવેછે અને તે અવલની કોઇપણ જાતની તકરાર સંભલાતી નથી તેથી વોકર સાહેબના બંદોબસ્તના વરશથી મુદત ગણાય છે નામદાર મુંબઇ સરકારે પ્રસિદ્ધ કરેલ દફતર નંબર ૩૭ ન્યુસીરીઝને પાને ૧૦૫ મા નું પોલીટીકલ એજન્ટ મેહેરબાન બાર સાહેબનો તા. ૯ જુન શને ૧૮૫૪ નો રીપોટ છે તેથી ઉપરના લખાણુને આધાર મળે છે. કરનલ બાર સાહેબ નીચે મુજબ લખેછે.——

"આ ગોઠવણ સંવત ૧૮૬૪ (ઇ. સ. ૧૮૦૭–૮) માં થઇ છે તેથી એ વરશથી મુદત ગણાય છે અને એ સમયે અગર લોકો બોલેછે તે પ્રમાણે વોકર સાહેબના બંદોબસ્ત વખતે જે સ્થિતિ હોય તે, ભોંય ભાડા (જમીન) ના કબજાની અગર વંશપરંપરાના હકની તકરારો જે પોલીટીકલ અધિકારીઓ પાસે આવે તેનો ફેંસલો કરવામાં હાલ હમેશાં જોવાય છે."

મેહેરબાન કીટીન્જ સાહેબે શને ૧૮૬૩ માં પ્રગટ કરેલા ધારા સને ૧૮૬૬ માં સુધાર્યા એટલે એ સને ૧૮૬૩ ના ધારા દાખલ કર્યા નથી અને સને ૧૮૬૬ ના હાલ ચાલે છે તે જણાવતાં અવલ સને ૧૮૬૩ નો અપીલની મુદત બાબતનો સરક્યુલર ચાલેછે તે સને ૧૮૬૩ ના એજન્સી ગેજેટમાં આંક ૧૬ પાને ૮૦ થી ઉતર્યો છે.

## જાહેર ખબર

કાઠીઆવાડ ખાતાનો દીવાની કાયદો સરકારે મંજુર કીધો છે તેનો ઈનતેખાબ સરવેને વાકેફ થવા તથા તે મુજબ અમલ કરવા સારૂ નીચે પ્રગટ કરૂવામાં આવેછેઃ——

૧૪૬ અપીલો ઇયાદદાસ્તની માફક કરવી અને તે ઈયાદદાસ્ત અપીલ કોર્ટમાં નીચે લખેલી મુદતમાં આપવી, નહીતો મુકરર કરેલી મુદતમાં તે નહીં આપવાનું અપીલ કોર્ટને ખાત્રી થાય એવુ પાકું કારણ અપીલ કરનારે દેખાડવું; તે મુદત એ પ્રમાણે છે કે પ્રાંત ખાતાના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબની કોરટમાં ત્રીશ દીવસમાં અને પોલીટીકલ એજંટ સાહેબની કોરટ માં સાઠ દિવસમાં અપીલ કરવી એ દિવસ ગણવા તે ફેંસલો કહી સંભલાવ્યો હોય તે દીવશથી ગણવા પણ તે દીવસ બાદ કરવો તથા જે હુકમમાં ઉપર અપીલ કરવી હોય તેની નકલ મલતાં જેટલી મુદત લાગે તે મુદત બાદ કરવી રાજકોટ તા. ૧ અગષ્ટ સને ૧૮૬૩.

મેહેરબાન કીટીન્જ સાહેબની સહી.
પોલીટીકલ એજંટ.

## (તા. ૧ નવેંબર સને ૧૮૬૬ આંક ૪૪ પાને ૨૦૩ એજન્સી ગેજેટ)

### (ફરિયાદ કરવાના ધારા.)

# જાહેરનામું.

નીચે લખેલો ધારો પારેગ્રાફમાં ફેરફાર કરી ફરીથી છાપ્યો છે; સને ૧૮૫૯ ના ૧૪ મા આકટ ઉપકથી કાઠીયાવાડ પોલીટીકલ એજન્સી ખાતાની કોરટમાં ફરિયાદ કરવાની મુદત ઠરાવવા બાબતના ધારા.

## બે વરસની મુદત દાવાનું કારણ ઉત્પન થાય ત્યારથી

દ્રવ્ય દંડ બાબત; અથવા કોઇ કાયદો તોડવાની ગુન્હેગારી બાબત ફરિયાદ, શરીરને અથવા જંગમ માલ મીલકતને અથવા આબરૂને નુકસાન પહોંચાડવા બાબતનું નુકશાન લેવાની ફરિયાદી નાત જાત બાબતની ફરિયાદી, ચાકર અથવા કારીગર અથવા મજુરનાં પગાર બાબત ફરિયાદ વીશીના ઘરમાં રહેવા અથવા ખાવા બાબત ફરિયાદ.

## પાંચ વરસની મુદત દાવાનું કારણ ઉત્પન થાય ત્યારથી.

જનાવરનું, અથવા વહાણનું અથવા ઘરના સામાનનું ભાડુ વસુલ કરવા બાબત અથવા કાંઇ જણસ પરચુરણ રકમે વેચી હોય તેના બીલના રૂપીઆ વસુલ કરવા બાબતની ફરિયાદ, ઇમારત અથવા જમીનના ભાડા બાબતની ફરિયાદ.

કરજાઉ આપેલા રૂપીઆ અથવા વ્યાજ વસુલ કરવા બાબત અથવા કાંઇ કરાર તોડવા બાબતની ફરિયાદ.

કરજ લેણું થયું હોય ત્યારથી અથવા જે કરાર તોડયા બાબત ફરિયાદ કરી હોય. તે કરાર પહેલવહેલો તોડયો હોય ત્યારથી પાંચ વરસની મુદત ગણવી તેમાં કરજાઉ લીધેલા અથવા વ્યાજના રૂપીઆ આપવાને લખેલા બંદોબસ્ત હોય, કીંવા ન હોય અથવા કરાર મુખ જુબાનીનો હોય કીંવો લખેલો હોય તેથી કાંઈ ફેરફાર થતો નથી.

અઢાર વરશની મુદત દાવાનું કારણ ઉત્પન થાય ત્યારથી લગેસી એટલે વસીયત નામાથી પોચેલી વસીએત વસુલ કરવા બાબતની ફરિયાદ સ્થાવર મીલકત અથવા સ્થાવર મીલકતમાં જે કાંઈ હક સંબંધ હોય તે અથવા કુટુંબની ભાગીયા મીલકતમાં હીસ્સો હોય તે લેવા બાબતની ફરિયાદ.

## ત્રીશ વરસની મુદત

હરકોઇ જંગમ માલમીલકત અનામત અથવા ઘરેણે રાખનારની તે માલમીલકત પાછી લેવાસારૂ ફરીયાદ અનામત અથવા ઘરેણે મુક્યા ની તારીખથી

અનામત અથવા ઘરેણે મુકનારનો હક અથવા તે માલમીલકત છોડાવવાને તેનો હક દરમીયાન દસ્તાવેજ કરી આપીને કબુલ કર્યો હોય તો તે દસ્તાવેજની તારીખથી મુદત ગણવી.

બીજી સઘળી ફરીયાદીને નવ વરસની મુદત જે ફરીયાદી બાબત બીજી મુદત સ્પષ્ટ રીતે ઠરાવી ન હોય તે ફરીયાદી, ફરીયાદનું કારણ ઉતપન થયાનીતારીખથીનવ વરસની મુદતમાં કરવી.

## ખુલાસો

મુદતનો કાયદો ન હોતતો માણસ કાંઇ લગેસી અથવા કરજ આપવાને પાત્ર થાત તે માણસે તે કરજ અથવા લેગેસી અથવા તેનો કાંઇ ભાગ પોતાને દેવોછે એવી કબુલતનું લખત કરી આપી તે ઉપર સહી કરી આપી હોયને અસલની જવાબદારી પ્રમાણેની તે કબુલતની તારીખથી મૂદત ગણવી. પરંતુ તે કરજ અથવા લેગેસીના જવાબદાર એક કરતાં વધારે હોય તેઓમાંથી એક જણે કબુલતનો લેખ કરી આપ્યો હોય તેથી બીજાઓ જુમેદાર થતા નથી. સદરહુ ધારો જે ગેજેટમાં છાપવામાં આવશે તેની તારીખથી અમલમાં આવશે કાઠીયાવાડ પોલીટીકલ એજનસી તારીખ ૨૬ અકટોમ્બર સને ૧૮૬૬

**મહેરબાન કીટીન્જ સાહેબની સહી.**

પોલીટીકલ એજંટ

૪ સને ૧૮૫૯નો ચૌદમો આકટ જે ઉપરથી આ ધારા કર્યાછે તે આકટ બદલાઇ બ્રિટીસ હિંદુસ્થાનમાં સને ૧૮૭૧ નો ૯મો મૂદતનો થયો અને તે પછી સને ૧૮૭૭નો પંદરમો આકટ મુદતનો થયો તે

હાલ ચાલેછે એ આકટની ગોઠવણુ સારીછે અને તે વાંચવાથી કેટલીક બાબત ખુલાસો મળસે માટે મુદતના ધારા સંબંધી વધારે જ્ઞાન મેળવવાની હોંસ રાખનારે તે વાંચવો જોઇએ એટલુંજ નહીં પણ આ હીના ધારામાં જે ખુલાસે હકીકત નથી તેવી હકીકત જીલ્લાના મજકુર ધારામાંથી બતાવી વખતે અહી મણ પક્ષકારો લાભ લેછે તેવા બે ફેસલા નીચે લખ્યાછે.

નામદાર પોલીટીકલ એજંટ સાહેબની કોર્ટમાં દીવાની અપીલ નંબર ૨૪-૨૫-૨૬ સને ૧૮૭૫-૭૬ ની અંકેવાલીઆના ઝાલા ઉમેદસંગજી સાંગાભાઇ તથા દેવીશીંગ અમરસંગ અને લીંબડીના જેસીંગ પ્રેલાદજીના વારસો વચે લેણુદેણુના દાવાની તા. ૬-૬-૭૬ ઉમેદસીંગ વીગેરેના લાભમાં ચુકી હતી અને તેમાં જેસંગના દાવાની મુદતનો બાધ ગણ્યો હતો જેસીંગ તરફથી નામદાર મુંબઇ સરકારમાં જીલ્લાના કાયદાની કલમો (વારસ નાહની ઉમરનો હોય તે દરમીયાન દાવાનું કારણ ઉતપન થાયતો મુદત જાય નહી મતલબની) તથા બીજી કેટલીક હકીકત લખી મુંબઇ સરકારમાં અપીલ કરતાં તા. ૩૧ મે સને ૧૮૭૮ નંબર ૨૬૨૯ ના સરકારના ઠરાવથી કામ ફરી તપાસવામાં આવ્યું અને તે સને ૧૮૮૦ ના જાનેવારી માસમાં જેસંગના લાભમાં ચુક્યુંછે:

વીરાંમગામના રાવલ બાલકૃષ્ણ જીવરામે ઝીંઝુવાડાના પટેલ મુલારૂડા વીગેરે ઉપર રૂ. ૩૨૦૦ નો લેણાનો દાવો ઝાલાવાડ પ્રાંતની કોર્ટમાં નંબર ૮ સને ૧૮૭૮—૭૯ ખતની રૂએ તેમાં લખેલી શાંનવાલી સ્થાવર મીલકતથી વસુલ રૂપીઆ લેવાનો કર્યો પ્રાંતના અધીકારી સાહેબે એવા દાવાને પાંચ વરસની મુદત ગણી તા. ૧૫ જુલાઈ સને ૧૮૮૧ કાઢી નાંખ્યો તે ઉપર જીવરામે અપીલ નંબર ૧૫ સને ૧૮૮૧-૮૨ની કરી તેમાં દરશાવ્યું કે એવા દાવાને અઢાર વરસની મુદત એજન્સીના ધારા મુજબ ગણવી જોઇએ અને તે અપીલ જીવરામના લાભમાં તા ૨૯ એપ્રીલ સને ૧૮૮૨ માંચુકી અને નીચલી કોર્ટના ઠરાવ પાંચ વરસની મુદત લાગવાનો રદ કરી કામ પ્રાંતમાં ફરી તપાસમાં મોકલ્યું એ કામની રજુવાતમાં ખુલાસા સારૂ સને ૧૮૭૭ ના આકટ ૧૫ ની રકમ ૧૩૨ તથા ઇંડીયન લો. રીપોર્ટ. મુબઈ સીરીસ વોલ્યુમ પાંચ પાને ૪૬૩ પેસ્ત.

નજી એજનજી વીરૂધ અબદુલ રેમાનનો ફેંસલો બતાવવામાં આવ્યો હતો

**આંક ૧૦ પાનું ૩૯ તા. ૫ માર્ચ સને ૧૮૬૮**

## સરક્યુલર નંબર. ૬

અપીલો દાખલ કરવામાં ઘણો તફાવત થતો માલમ પડેછે

માટે હેઠલ લખેલા ધારાઓ પ્રમાણે અમલ થવા ધ્યાનમાં રાખવા જોઇએ.

હાલમાં પક્ષકારો ત્રફથી પોલીટીકલ એજન્ટ સાહેબની કોર્ટમાં જે અપીલો દાખલ કરવામાં આવેછે તે કાઠીયાવાડ પ્રાંતનાં દીવાની કામ ચલાવવાની રીતના ધારાની કલમ ૧૪૬ ઉપર સુરત નહી રાખતાં દાખલ કરલામાં આવેછે એવું માનીને કે એ ધારામાં જે ૬૦ દીવસની મુદત આપેલીછે તે નીચલી કોરટમાં ઠરાવની નકલ મલ્યાની તારીખથી ગણાસે આ તથા બીજી ગેર સમજુતીઓ થતી અટકાવવાસારૂ નીચે લખેલા ધારા ઠરાવવામાં આવ્યાછે.—

પ્રાંતની કોર્ટમાં મુકરદમાનો ફેસલો..થઈ જે હુકમ નામૂ થવામાં આવે ને જો બંને પક્ષકારો રજુ હોયતો તેમને કોર્ટે રૂબરૂમાં સંભલાવવું અગર હાજર નહી હોયતો હુકમનામૂ થયાની તારીખથી દીન ત્રણની મુદતમાં નોટીસો લખી પક્ષકારોને ખબર આપવી.

પક્ષકારોને ઠરાવની નકલ જોઈતી હોયતો તેમણે તે ઠરાવ થયાની તારીખથી દીવસ ૧૦ ની અંદર પોતાની દરખાસ્ત દાખલ કરવી.

પ્રાંતની કોરટોએ પક્ષકારોની દરખાસ્ત દાખલ થયાની તારીખ પછી દીવસ ૧૦ ની અંદર ઠરાવની નકલ આપવી; તથા તેમના પાસે હમેશ મુજબ લખાઇ ખર્ચ લેવું કાઠીયાવાડ એજન્સી ગેજેટ તા. ૪ માર્ચ સને ૧૮૬૭ નંબર ૧૩ મામાં પ્રસિદ્ધ કરેલા સરક્યુલર મુજબ નકલ માગવાની અરજી કરવાની, તથા નકલ આપ્યાની તારીખો જણાવવી નકલ મળવાની અરજ કરવાની તારીખથી નકલ આપ્યાની તારીખ સુધીના દીવસો ઠરાવેલી ૬૦ દીવસની મુદત ઉપરાંત મુજરે આપવામાં આ-

વસ.

દુરસ્ત કરવાસારૂ કોઇ અપીલ પાછી આપવામાં આવી હોય, તે દીન ૧૫ ની મુદતમાં દુરસ્ત કરી પાછી દાખલ કરવી જોઇયે નહીતો તે પાકા સબબ વિના દાખલ કરવામાં આવશે નહી.

પક્ષકારથી અપીલ દાખલ કરવા જાતે હાજર નહી થઈ શકાય તેવું હોય તો તેણે અધીકારીની સહીનું મૂખત્યાર નામું આપી દાખલ કરાવવી.

પ્રાંતની કોરટોમાં બીજે વખત મુકરદમાનો નંબર આપવામાં આવતો નથી પણ તે સઘળા મુકરદમાઓમાં જરૂર આપવો જોઇએ

જે ઠરાવ અગર હુકમ ઉપર અપીલ કરેલી હોય તે ઠરાવ અગર હુકમની અધીકારીની સહી સુદ્ધાંતની નકલ અપીલ સાથે દાખલ કરવી જોઇએ. સહી સુદ્ધાંતની નકલ સામેલ નહી હોવાથી અપીલ પાછી આપવામાં આવશે; ત્યા ફરી તે સહી સુદ્ધાંતની નકલ સાથે દાખલ કરવામાં આવશે તો એ બીજીવાર આપેલી અપીલ જાણે પ્રથમ જ દાખલ કરી હોય અને જે રીતે મુદત ગણવામાં આવત તે રીતે મૂદત ગણવામાં આવશે અને પહેલી તથા બીજી અપીલની દરમીયાનમાં દિવસો મૂજરે આપવામાં આવશે નહીં મુ૦ વેરાવલ તા૦ ૧૯ ફેબરવારી સને ૧૮૬૮

ડબલ્યુ ડબલ્યુ આંડરસન

આકટીંગ પોલીટીકલ એજંટ

આંક ૨૪ પાનું ૧૨૬ તા૦ ૧૭ જુન સને ૧૮૬૯ નું ગેજેટ

## મુંબઇ સરકારમાં અપીલની મુદત નેવું દીવસની

### જાહેર ખબર નંબર ૧૪ સને ૧૮૬૯

નામદાર રાઈટ ઓનરેબલ ધી ગવરનર ઇનકાઊસીલના સાહેબે ઠરાવ્યું છે કે દીવાની તથા ફોજદારી કામમાં કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબના ફેંસલા અથવા હુકમ ઉપર સરકારમાં અપીલ કર

વી હોય તો તેવું દિવસની અંદર કરવી. નહીતો પછી તેટલા દિવસમાં અપીલ શા માટે ન કરવી. તેનું ખાત્રી લાયક પાકું કારણ બતાવ્યા સીવાય તેની અપીલ દાખલ કરશે નહીં. જે દિવસે ફે સલો અથવા હુકમ વાંચી સંભલાવ્યો હોય તે દિવસને બાદ કરીને દીવસો ગણુવામાં આવસે; અને ઠરાવની નકલ મેળવતાં જેટલા દીવસ લાગ્યા હશે તેટલા દીવસો એ મુદતની અંદર ગણવામાં આવશે. પક્ષકારોને ઠરાવની નકલ મળશે તે ઉપર એ નકલ મેળવતાં જેટલા દીવસ લાગ્યા હશે તે નોંધી આપવામાં આવશે. મુકામ રાજકોટ તા૦ ૧૨ મી જુન સને ૧૮૬૯.

મહેરબાન આંડરસન સાહેબની સહી
પોલીટીકલ એજંટ.

## આંક ૩૨ પાનું ૧૮૯ તા૦ ૧૨ આગસ્ટ સને ૧૮૬૯

જાહેર ખબર નંબર ૧૯ સને ૧૮૬૯

પોલીટીકલએજંટ સાહેબની કોરટમાંથી અપીલો ઉપર જે ફેંસલા થયા હોય છે; તે ફરી તપાસવા સારૂ હમણાં ઘણી અરજીઓ આવેછે. તેથી એ બાબતના ધારા બાંધવાની જરૂર જણાય છે:

૧ લો—જે વખત ઠરાવ કરવામાં આવ્યો હતો ત્યારે અરજદારના જાણવામાં હતાં તે સીવાય બીજા નવા દાખલા પુરાવા કે બાબતો માલમ પડી છે અથવા તે હાજર થઇ સકે તેવું ન હતુ તે કારણથી અથવા બીજું કાંઇ વાજબી તથા પુરૂં કારણ બતાવી આવી અરજીઓ આપવી જોઇએ.

૨ જો—ઠરાવ થયા પછી ત્રીસ દીવસની અંદર એવી અરજીઓ દસ્તુર મુજબ ફી ભરીને કરવી.

૩ જો—તો પણ જે ઠરાવ ઉપર સરકારમાં અપીલ થઇ હશે, તેવી બાબતમાં ફરી તપાસ બાબતની આવી અરજીઓ રાખવામાં આવશે નહી.